

# ॥ रामारण्य माहात्म्यम् ॥

## શ્રી કચ્છ રામવાડા માહાત્મ્ય

તીર્થ સ્નાન વિધિ સહીત

ગુજરાતી ભાષાંતર સાથે

ભાષાંતર કર્તાઃ—

(સ્વ.) મહંતશ્રી રામરતનદાસજી મોહનદાસજી.

પ્રસિદ્ધ કર્તાઃ—

પંડિત કાનજી શૂરજી બેરવાલા

( રામવાડાના તીર્થ ગોર. )

આવૃત્તિ ૧ લી

પ્રત. ૧૦૦૦



શાકે ૧૮૬૩.

સંવત ૧૯૯૭

કિંમત અમૂલ્ય.

તા. ૧૩-૬-૧૯૪૧.

## पण्डित कानजी सूरजी वेरवाला.



सत्सारस्वतवंशजोऽप्यथवरा देवावटंकीद्विजः ।
सूरज्यात्मककानजित्सुकुलिनः नित्युन्दनगोत्रजः ॥
वेरावल्यनगरे शुभेसुखकरे स्थानेस्थितोनिर्मले ।
तेनैवप्रगटीकृतंसुमतिना माहात्म्यमेतच्छुभम् ॥१॥

# પ્રસ્તાવના.

રામારણ્ય માહાત્મ્ય એટલે કચ્છ રામવાડાનું માહાત્મ્ય તેની પ્રસ્તાવના લખતાં પહેલા સનાતન ધર્મ પ્રાણ સજ્જનોને જાણવું જોઇએ કે પૃથ્વીના ખંડ નવ રહેલા છે તેમાં બધા ખડો કરતા ભરતખંડને પવિત્ર માનવા આવેલ છે જે ખંડમાં આર્ય લોકો રહે છે તેથી તેને આર્યાવર્ત એ પ્રમાણે પણ કહેવામાં આવે છે. એ આર્યાવર્તની પવિત્ર ભૂમિપર ઘણા પવિત્ર તીર્થ સ્થળો રહેલા છે. જ્યાં સ્નાનદાન તીર્થ શ્રાદ્ધ બ્રાહ્મણ ભોજન વગેરે શાસ્ત્રમાં બતાવેલ વિધિએ સત્કર્મ કરવાથી મનુષ્યથી જન્મના કાયિક–વાચિક–માનસિક સાંસર્ગિક પાપ નિવારણ કરવા પવિત્ર તીર્થ સ્થળોમાં જાવાથી મનુષ્યના ઉપર બતાવેલા ચાર પ્રકારના પાપમાંથી છુટી જવાય છે. આવા તીર્થ સ્થળો ભરતખંડમાં ઘણા રહેલા છે તે પૈકી કચ્છ ભૂમિમા સમુદ્રના તટ પર પવિત્ર તીર્થ સ્થળ નારાયણ સરોવર રહેલો છે કે જેનું માહાત્મ્ય શ્રીમદ્ ભાગવત વગેરે પુરાણોમાં વર્ણવાયલ છે તે નારાયણ સરોવરના સમીપમાં આ રામાવાડા કરી પવિત્ર તીર્થ છે જ્યાં ભગવદાવતાર શ્રી રામચંદ્રજી પિતાની આજ્ઞા થતા ચૌદ વર્ષ વનવાસના અંગે ભગવત રામચંદ્રજી ફરતા ફરતા આ પવિત્ર અરણ્યમાં આવી નિવાસ કરેલો હતો જે પરથી આ સ્થળને રામારણ્ય અથવા તો રામવાડો આ પ્રમાણે પ્રસિદ્ધ નામ પડેલ છે જેનું આ પવિત્ર માહાત્મ્ય અમારા તરફથી છપાવવામાં આવેલ છે તે વાંચવાથી આપ સનાતન ધર્માવલંબી ભાઇઓને આ તીર્થની પુરતી માહીતી થશે.

એ તીર્થમાં જોવા લાયક સ્થળો આ પ્રમાણે છે. પ્રથમ ભગ-વાન રામચંદ્રજીનું મંદીર જે તરફ ભગવાન રામચંદ્રજી લક્ષ્મણ જનકનંદીની સીતાજી છે તેના ઉત્તર ભાગ તરફ રૂક્ષ્મણીજી સત્યભામાજી જાબ-વંતીજી આ પ્રમાણે અને ભગવાન રામચંદ્રજીના દક્ષીણ તરફ દવારકાંધીસ રણછોડરાયજીની મૂરતી છે. રામચંદ્રના મંદીરના ઈશાન ખુણા તરફ કલાસપતી મહાદેવનું મંદીર છે તેમાં શંકર પાર્વતી વગેરે મૂરતીઓ રહેલી છે. આ મંદીર કોના તરફથી બનેલ છે તે સિલા લેખ જોવાથી જાત્રાળુઓને પુરેપુરી માહીતી થાશે. રામચંદ્રના મંદીરની પશ્ચીમ દીશા તરફ એક પર્વત (ડુંગર) રહેલ છે તેના ઉપર ભગવાન રામચંદ્રજીની પાદુકાઓ રહેલી છે. મંદીરની પૂર્વ દિશામાં સિધ્ધ પુરૂષો તપસ્યા કરતા હતા તે ગુફા રહેલ છે, તે ગુફાની બાજુમાં ધ્યાનરૂદ (ધ્યાનધ્રો) રહેલ છે તે ગુફાની ઉત્તર દિશામાં એક પર્વત (ડુંગર) રહેલ છે જેના ઉપર સિધ્ધેશ્વરના જાળો રહેલા છે. જે વૃક્ષો તળે સિધ્ધ પુરૂષો તપસ્યા કરતા હતા. મંદીરની ઉત્તર દિશામાં પવિત્ર નદી રહેલી છે જેમાં રામકુંડ, લક્ષ્મણ કુંડ, સીતા કુંડ, ધનુષ કુંડ, સુર્ય કુંડ વગેરે પવિત્ર કુંડો રહેલા છે. જે કુંડોમાં જાત્રા કરવા આવનારાઓ સ્નાન કરીને તીર્થ શ્રાધ્ધ વિધિ કરે છે.

આ પવિત્ર તીર્થમાં ઘણા મનુષ્યો તો પોતાના પૂર્વજોના અસ્તી (હાડકા) પણ તારવા આવે છે. ઉત્તર ક્રિયાનું શ્રાદ્ધ પણ ત્યાંજ કરે છે કારણ કે જેની ગતી નહી થતી હોય એવા મૃત્યુ પામેલાની આ તીર્થમાં શ્રાધ વીધી કરવામાં આવે તો અસત ગતીવાળાનું પણ મોક્ષ થાય છે. આ પ્રમાણે માહાત્મ્યમાં વાર્ણન કરવા આવેલ છે. આ તીર્થમાં ગાયનું દાન કરવાથી અક્ષય ફલની પ્રાપ્તિ થાય છે. રામચંદ્રના મંદીરમાં ભગવાનને નૈવેધ્ય ધરાવવા અને બ્રાહ્મણ ભોજન વગેરે દાન પુણ્ય કરવાથી અનંત ભગવાન પ્રસન્ન થાય છે. આ

તીર્થ જ્યાં આવેલ છે તેને કંડ પ્રદેશ કહેવામાં આવે છે. એક વખતે જામ લાખો ફુલાણી ચાતુર્માસની સહેલગાહે નીકળેલા હતા ત્યારે ફરતા ફરતા રાબડી નદી પાસે આવ્યા હાલમાં એને રાખડીવાલી નદી કહે છે ત્યાંનું સૌન્દર્ય જોઈ મનમાંગણું આનંદ થયું ત્યાંથી આગળ બેર અને રામવાડો જોઇને કહેવા લાગ્યા કે બેર રામવાડો અને રોબડી નદીના સૌન્દર્ય વચ્ચે જો પ્રિય સ્નેહિઓ પાસે હોય તો હૃદયના આનંદમાં કંઇપણ ઉણપ રહેવા પામે નહિ.

અને ત્યાં રહેતા જત લોકોની વાંઢોમાં પશુધન પુષ્કળ પ્રમાણમાં દુધ-ઘીમાખણ આદી વગેરેનું પાર ન હતો ઘી અને દુધમાજ ઉછરેલા લોકોની શરીર સંપત્તી ઘણીજ ઉત્તમ જોઇને જામલાખો કંડ પ્રદેસથી આનંદ પામતાં હતા જામલાખાનું સં. ૯૭૬ ના કારતક સુદ ૨ નું જન્મ થયો હતો. જામલાખાનું જે પ્રમાણ લીધું છે તે કંડ શબ્દની ઓળખાણ માટેજ છે આથી સિદ્ધ થાએ છે કે આ તીર્થ ઘણો જુનો છે રામવાડાનું માહાત્મ્ય ત્રણ અધ્યાયનું છે તેની જુની પ્રત સંવત ૧૪૨૫ નીં સાલની રામવાડાના મહંત રામરતનદાસજી મોહન દાસજી પાસે હતી તે જુની પ્રત પંડિતોદ્ધાર સંસોધન કરાવીને છપાવવાની હતી પણ તેટલા વખતમાં મહંતરામરતનદાસજી દેવલોક પામ્યાથી જેથી કરી આ પ્રત છપાણી નહી અને તેજ પ્રત હાલમાં મહંત ગયાનદાસજી પાસેથી પંડિત શિવજી દેવજીને મળી અને તે દ્વારા મને મળી તે મારી પાસે પણ ગણું વખત સુધી રહી પણ હાલમાં રામવાડાના મહંત ગયાનદાસજીનું ગણું આગ્રહ હોવાથી તેમજ દેવલોકવાસી મહંત રામરતનદાસજીની અંતીમ ઇચ્છા પૂર્ણ કરવા સારૂ રામવાડાનું માહાત્મ્ય છપાવીને વીના મૂલ્યે પ્રગટ કરવામા આવે છે જે આ રામવાડા માહાત્મ્ય પંડિત શિવજી દેવજીએ મને આપ્યું છે તે બદલ તેઓનું આભાર માનું છું તેમજ આ કાર્યમાં જે ગ્રહ-

સ્થાએ મને મદદ કરી છે તેઓનું તથા ભગવતી પ્રેસના પ્રીન્ટર જોશી વેલજી મુલજીએ મદદ કરી છે તેઓને ધન્યવાદ આપવામાં આવે છે. ભગવાન શ્રી રામચંદ્રજી એઓનું કલ્યાણ કરો. અમારા રામવાડાનાં મહંત શ્રી ગયાનદાસજી મદનમોહનદાસજી છે તેઓ પણ સ્વભાવના ઘણા સારા છે. સાક્ષર અને ભગવત ભગત છે તેમજ પૂર્વજોના કાર્યને દીપાવે તેવા છે ત્યાંના તીર્થગોરની પદવી નાની બેરના સારસ્વત બ્રાહ્મણો છે તેમાં જોશી ભાણજી સૂરજી તથા પંડિત શિવજી દેવજી વગેરે છે. રામવાડા માહાત્મ્યની હુસ્ત લેખીત પ્રત જેવી મળી છે તેવીજ છપાવી છે તે કોઇક ઠેકાણે અશુદ્ધિ શ્લોકોમાં છે. પણ તેમાં કાંઇપણ વારફેર કર્યા સિવાય છાપવામાં આવી છે, વાંચક ભાઇઓએ તે માટે ક્ષમા કરવું. ઇત્યલમ્.

गच्छतखलनंकवापी ॥ भवत्येवप्रमादत ॥
हसंतिदुर्जनातत्र ॥ समादधतिसाधवः ॥

भवदीय,

पण्डित कानजी सूरजी सारस्वत,

कच्छ बेरवाला (रामवाडाना तीर्थगोर.)





॥ रामस्तुति ॥

कल्याणानांनिधानंकलिमलमथनंपावनंपावनानां ।
पाथेयंयन्मुमुक्षोःसपदिपरपदप्राप्तयेप्रस्थितस्य ॥
विश्रामस्थानमेकंकविवरवचसांजीवनंसज्जनानां ।
बीजंधर्मद्रुमस्यप्रभवतुभवतांभूतयेरामनाम ॥१॥

# अथ रामारण्य माहात्म्यम्

"मंगलाचरणम्"

यः पूर्णः परमेश्वरोऽखिलगुरुः सर्वात्मसाक्षीपरः
येनैषा रचितास्ति सृष्टि रखिला योंऽन्तर्बहिस्तिष्टति ॥

यत्सत्तावसतोऽखिलं जगदिदं संदृश्यते सत्यवत्
देवोऽसौविदधातु सौख्यमतुलं श्री कौशलेंद्र प्रभु ॥

ટીકા:-જે સદા પૂર્ણ છે અને જે સર્વના નિયંતા છે. અને ખીલ બ્રહ્માંડનાં ગુરૂ છે. ને જે સર્વ દેહધારીઓનાં સાક્ષી ને પંચથી પર છે. જે પરમાત્માએ આ સૃષ્ટિ રચી છે. ને જે પ્રાણી ાત્રનાં અંતર્યામિ છે ને બહાર પણ જે વ્યાપક છે. જેની સતાથી જગત અસત્ય તો પણ સત્યના માફક દેખાય છે. એવા દેવ માત્મા શ્રી કોસલેંદ્ર એટલે અયોધ્યાનાં સ્વામી શ્રી રામચંદ્રજી ું સૌખ્ય આપો.

॥ शिष्य उवाच ॥

माहात्म्यं सर्व तीर्थानां श्रुतं विस्तरतो मया ॥
नियमानां विधिश्चैवत्वत्तो बुद्धिमतां वरः १

શિષ્ય ગુરૂને પૂછે છે. હે ગુરૂ પૂર્વે તમારાથી સર્વ તિર્થોનું ાત્મ્ય મેં વિસ્તારથી સાભરેલ છે. તેમ વ્રતોની વીધીપણુ હે બુધ્ધિનમાં શ્રેષ્ઠ આપ પાસેથી સાંભરેલ છે. ૧

अधुना श्रोतुमिच्छामि कृपास्ति यदि तेमयि ॥
रामारण्यस्य माहात्म्यं पावनं कल्मपापहम ॥ २ ॥

હવે આપની જો મારા વિસે કૃપા હોય તો પાપને નાશ કરનારૂં પવિત્ર એવું રામારણ્ય (રામવાડા) નું મહાત્મ્ય સાંભરવાની ઇચ્છા રાખુ છું. ૨

कस्मिन्देशे इदं तिर्थं को विधितस्य दर्शने ॥
स्नाने दाने च किं पूण्यं कथयस्व दयानिधं ॥ ३ ॥

તે તીર્થ કયા દેશમાં છે. અને તેનાં દર્શનનો કેવો વિધિ છે ત્યાં સ્નાનદાન કરવામાં શું પુણ્ય છે હે દયાનિધિ તે કહો ૩

॥ गुरू उवाच ॥

सिंधु सौवीरयोर्मध्ये सौराष्ट्रादुत्तरां दिशम् ॥
समुद्रावर्तिनोदेशः कच्छेति परि कीर्तितः ॥ ४ ॥

ગુરૂ શિષ્યને પ્રત્યુત્તર આપે છે. સિંધુ અને સાૈવીર (ગુજરાત)નાં મધ્યે અને ગુજરાતથી ઉત્તર ભાગમાં સમુદ્રનાં નજીકમાં કચ્છ એવા નામથી પ્રખ્યાત દેશ છે ૪

कच्छांते सिंधुत्तीरे शुभतरु गहने पश्चिमे दिग्विभागे
सिद्धानां सन्निवासो बहु जल निवह स्रोतसां संप्रवारे ॥
रामारण्येति तीर्थं प्रथित गुणगणैः सर्व तीर्थाग्रगण्यं
ध्यानात्संदर्शनाद्वा सकल जनगतं पापराशिं धुनोति. ॥ ५ ॥

તે કચ્છ દેશનાં અંતમાં સમુદ્રને કીનારે શ્રેષ્ઠ વૃક્ષોની ગહનતામાં એટલે જ્યાં અનેક પ્રકારનાં ઝાડો શોભી રહેલા છે એવી પશ્ચિમ

દિશામાં જ્યાં સિધ્ધ પુરૂષોનો નિવાસ છે. જ્યાં પ્રવાહી ઝરણા રૂપે જલ વયા કરે છે. એવો સર્વ તિર્થોમાં પ્રથમ ગણવા લાયક પ્રખ્યાત એવું રામારણ્ય એટલે રામવાડા નામનું તીર્થ પ્રસંસા લાયક છે. ગુણ ગણો જેનાં ધ્યાનથી અથવા દર્શનથી સર્વ જનગત પાપ-રાશી (પાપનાં ઢગલા) ને કંપાવે છે. ૫

माहात्म्यं तस्य वक्ष्यामि शृणुस्वैकाग्रचेतसा ॥
यस्य श्रवण मात्रेण नरः पापाद्विमुच्यते ॥ ६ ॥

તે રામવાડાનું મહાત્મ્ય હું તને કહું છું તું એકાગ્ર ચીતથી સાંભળ જેનાં શ્રવણ માત્રથી મનુષ્ય પાપથી મુકાય છે. ૬

दूरात् दृष्ट्वा हरेः स्थानं पवित्रं पापनाशनम् ॥
प्रणामं कुरुते प्रेम्णा मुच्यते सर्व पातकैः ॥ ७ ॥

ત્યાં પવિત્ર અને પાપને નાશ કરનાર એવું હરીનું મંદીર દુરથી જોઇને યાત્રાર્થી પ્રેમવડે પ્રણામ કરે છે તો સર્વ પાપથી મુકાય છે. ૭

यातान्तिु परितज्य भाव्यं पादचरैर्नरैः ॥
भक्तयाच विलुटेत्तत्र कुर्याद्वेषं च कार्पटम् ॥ ८ ॥

તીર્થમાં આવતાંજ વાહનનો ત્યાગ કરી મનુષ્યોએ પગે ચાલવું ભક્તિ પૂર્વક પૃથ્વિ પર લેટવું અને સાદો વેષ પેરવો. ૮

मुंडनं चापवासं च सर्व तिर्थेष्वयं विधिः ॥
वर्जयित्वा कुरुक्षेत्रं विशालं विरजं गयाम् ॥ ९ ॥

દરેક તિર્થમાં મુંડણ અપવાસ કરવું એવો વિધિ છે. તે કુરૂક્ષેત્ર વિશાલ વિરજ અને ગયાજીમાં કરવું એવો નિયમ નથી. ૯

**आश्रमो रमणीयो हि सर्वतो विपुलद्रुमैः ॥**
**खर्जुरीप्लक्ष न्यग्रोधै नदीत्तीरैः सहैस्तथा ॥ १० ॥**

આ આશ્રમ જે રામારણ્યનો છે. તે અતિ રમણીક છે. નદીનાં કીનારે નાના પ્રકારનાં દ્રમો એટલે ઝાડો, ખજુર, પીપર, વડ, અને ૧૧

**उदुंबरादिभिर्वृक्षै रन्यैर्नानाविधैरपि ॥**
**तपोवन समंदिव्यं प्राचीनं भुवि विश्रुतम् ॥ ११ ॥**

ઉમરા વિગેરે તથા બીજા નાનાં પ્રકારનાં વૃક્ષો એ કરી શોભીત પ્રાચીન-પૃથ્વીમાં વિખ્યાત તપોવનની માફક છે. ૧૧

**कोकिलानां स्वरोयत्र शुकानां श्रूयते तथा ॥**
**मयूराणां भवेन्नादः सर्वेषां हर्ष कारकम् ॥ १२ ॥**

જ્યાં બધાને આનંદ આપે એવો કોયલ તથા પોપટોનો સ્વર સંભળાય છે. અને મયૂર પક્ષીઓ જ્યાં ટહુકા કર્યા કરે છે. ૧૨

**नमन्ति तरवोयत्र बहुभिश्च फलोद्गमैः ॥**
**कुर्वन्ति नमनं रामं दृश्यंते प्राञ्जलिर्युतः ॥ १३ ॥**

અનેક પ્રકારનાં ઝાડો જ્યાં ઘણા ફલોનાં ઉત્પન્ન થવા વડે નમેલા છે તે શ્રી રામચંદ્રજીને બે હાથ જોડી નમસ્કાર કરતા હોય જેમ તેમ દેખાય છે. ૧૩

**यत्र सन्निहितो नित्यं परमात्मा रघुत्तमः ॥**
**सीतया सहितो रामो लक्ष्मणेन समन्वितः ॥ १४ ॥**

તે આશ્રમમાં પરમાત્માં એવા રામચંદ્રજી સીતાજી તથા લક્ષ્મણ સહીત હમેસ રહેલા છે. ૧૪

रामश्चैव परंब्रह्म सच्चिदानंद विग्रहः ॥
इति संचितयन्मर्त्यो मुच्यते कर्मबंधनैः ॥ १५ ॥

રામચંદ્રજીજ પરંબ્રહ્મ તથા સચ્ચિદાનંદ રૂપ છે. એવી રીતે ચિંતવન કરતો મનુષ્ય કર્મ બંધનથી મુકાઇ જાય છે. ૧૫

त्रिरात्रं पंचरात्रं वा निवसन् राम चेतनः ॥
प्राप्नोति परमं स्थानं रामचंद्र प्रसादतः ॥ १६ ॥

ત્રણ રાત્રી અથવા પંચ રાત્રી પરીયંત જે નિવાસ કરે છે અને પોતાનું મન શ્રી રામમાં રાખે છે તે શ્રી રામચંદ્રની કૃપાથી પરમ સ્થાનને પામે છે.

रामेति राघवेंद्रेति शब्दश्च श्रुयते खलु ॥
आश्चर्य जनको यत्र घंटा नाद स्तथैवच ॥ १७ ॥

તે આશ્રમમાં રામ રાઘવ એવા શબ્દો સંભરાયા કરે છે તેમજ આશ્ચર્યજનક ઘંટાના નાદ જ્યાં સંભળાયા કરે છે. ૧૭

सिद्धानां पठनां चापि स्तोत्रस्य मधुरा ध्वनि ॥
दूराद्धिश्रुयते दिव्याः श्रोतृणां सुखवर्धना ॥ १८ ॥

તેમજ સિદ્ધ પુરૂષો સ્ત્રોત્રનો પાઠ કરતા તેની મધુર ધુની (અવાજ) કાનને સુખ આપનાર દુરથી સંભળાય છે. ૧૮

सिद्धानांच निवासोऽत्र गुहायामितिनः श्रुतम् ॥
त्रयोसिद्धास्तपोनिष्ठा सन्ति तस्मिन्गुहाश्रमे ॥ १९ ॥

તેમ આશ્રમમાં આવેલી ગુફામાં સિધ્ધ પુરૂષોનો નિવાસ છે એવું અમો સાંભળ્યું છે. તપ નિષ્ઠાવાળા ત્રણ સિધ્ધપુરૂષો તે ગુફામાં છે. ૧૯

यात्रार्थिना तु प्रथमं गंतव्यं रामसन्निधौ ॥
प्रणामा दंडवत्कार्या श्रद्धाभक्तिः पुरः सरः ॥ २० ॥

યાત્રા કરનારાએ પ્રથમ જ્યાં ભગવાન બીરાજે છે તેની સંનિધમાં આવી શ્રધ્ધા અને ભકિતપૂર્વક દંડવત પ્રણામો કરવા. ૨૦

प्राचीना प्रतिमा दिव्याः शोभंते हरि मंदिरे ॥
नामानि तेषां वक्षेऽहं मूर्त्तिनां शृणुतेऽनघः ॥ २१ ॥

તે મંદિરમાં પ્રાચીન પ્રતિમાઓ શોભે છે તે મૂર્તિઓનાં નામ હે પાપ રહિત હું તને કહું છું તે સાંભળ. ૨૧

श्रीरामो लक्ष्मणश्चैव सीता जनकनंदिनी ॥
प्रार्श्वेतु दक्षिणे भाति भगवान् द्वारका पतिः ॥ २२ ॥

શ્રીરામ લક્ષ્મણ તથા જનકનાં પુત્રી શ્રી જાનકીજી બીરાજે છે. અને તે મૂર્તિનાં દક્ષિણ બાજુ શ્રી દ્વારકાનાથજી બીરાજે છે. ૨૨

रुक्मिणी सत्यभामाच तथा जाबवती सती ॥
वामभागे स्थितानित्यं श्रीहरेः प्रीयकारणात् ॥ २३ ॥

અને રૂકિમણી સત્યભામાં તેમજ જાબુવતીજી શ્રી હરીનાં પ્રિય માટે હમેશ વામ ભાગે બીરાજે છે. ૨૩

गरुत्मान् संमुखे यस्य वामं तिष्टति मारुति ॥
गणाधिपो दक्षिणे तु तस्मिन् भगवदालये ॥ २४ ॥

અને તે મંદિરમાં ગરૂડજી ભગવાનનાં સન્મુ બીરાજે છે. અને શ્રી હનુમાનજી વામ ભાગે બીરાજે છે. તેમજ દક્ષિણ બાજુ ગણેશજી બીરાજે છે ૨૪

तेषांचै दर्शनं कृत्वा दंडवत् प्रणिपत्यच ॥
प्राञ्जलिः प्रयतो भुत्वा श्लोकमेनं पठेत्सुधिः ॥ २५ ॥

તે મૂર્તિઓનાં દર્શન કરીને દંડવત્ પ્રણામ કરી હાથ જોડી સાવધાન થઇ આ શ્લોક બોલવો. ૨૫

श्रीराम करुणासिंधो भक्तवत्सल ईश्वरः ॥
गोप्तात्वं सर्वलोकस्य प्रसीद रघुनंदन ॥ २६ ॥

હે ભક્ત વત્સલ શ્રી રામચંદ્રજી હે કરૂણાનાં સિંધુ હે ઇશ્વર હે સર્વ લોકનાં રક્ષક હે રઘુનંદન મારા પર પ્રશ્ન થાઓ. ૨૬

कीर्तनं रामनाम्नश्च तत्रकार्यं महात्मभिः ॥
श्रीरामस्य च सानिध्ये पठेन्नाम सहस्त्रकम् ॥ २७ ॥

એવી રીતે પ્રાર્થના કરી શ્રી રામ સહસ્ત્ર નામ અથવા વિષ્ણુ સહસ્ત્ર નામનુ પાઠ કરવો તેમજ મહાત્માઓએ શ્રી રામનામનું કીર્તન કરવું. ૨૭

श्रीमद्रामायणस्यात्र वाल्मीकि रचितस्य च ॥
नवाहं वाचनं कार्यं तेन तुस्यति राघव ॥ २८ ॥

અને વાલ્મીકિ રૂષીએ રચેલ શ્રી રામાયણ જે વાલ્મીકી તેનો નવાહ એટલે નવ દિવસ સુધી પાઠ કરવાથી શ્રી રામ પ્રસન્ન થાય છે. ૨૮

अकामः सर्वे कामोवा मोक्षकाम उदारधीः ॥
रामायणं पठेद्यस्तु वांछितं लभते खलु ॥ २९ ॥

નિષ્કામ વૃત્તિ અથવા સકામ વૃત્તિથી ઉદાર બુદ્ધિવાળો જે મનુષ્ય રામાયણનું પઠન કરે છે તે ઇચ્છીત ફલને પામે છે. ૨૯

रामायण समं दिव्यं त्रैलोक्ये नैवविद्यतेः ॥
तस्मादवस्यं श्रोतव्यं पठितव्यं मुमुक्षुभिः ॥ ३० ॥

રામાયણ જેવું દીવ્ય આ ત્રણ લોકમાં નથી માટે મોક્ષની ઇચ્છા વાળાએ અવશ્ય તેનું પઠન તથા શ્રાવણ કરવું જોઇએ. ૩૦

स्तवराजं पठेद्यस्तु रामरक्षां तथैवच ॥
तेन पुण्य प्रभावेण यातिविष्णोः परंपदम् ॥ ३१ ॥

રામસ્તવરાજ તેમ રામ રક્ષાનો પાઠ જે પ્રતિદીન કરે છે તે પુણ્યનાં પ્રભાવે કરી ભગવત ધામને પામે છે ૩૧

मंदिराद्बहि र्निःसृत्य गन्छेन्छित्र दिशं प्रतिः ॥
तिष्ठति भगवनूयत्र शंकर; पार्वतिपतिः ॥ ३२ ॥

ત્યારપછી મંદીરથી બહાર નીકળી જ્યાં પાર્વતિનાં પતિ ભગવાન એવા શંકર બિરાજે છે, એવી ઇશાન ખુણામાં જવું. ૩૨

नाम्नायो नागनाथो वै भक्ताना मीप्सित प्रदः ॥
सहायो जायते शीघ्रं विपत्सु योभजेन्नरः ॥ ३३ ॥

જે મહાદેવ નાગનાથજી એવા નામ વડે ઓળખાય છે તેમજ ભકતોને ઇચ્છીત ફલ આપનારા છે અને જે માણુસ સંકટ સમે ભજન કરે તો જલ્દી સહાય થાય છે. ૩૩

शिवस्य समीपे यत्र राजते तुलसीवनम् ॥
अन्यैर्नाना विधैः पुष्पै र्वल्लीकाभि सुशोभितम् ॥ ३४ ॥

શંકરનાં મંદીર પાસે નાના પ્રકારનાં પુષ્પ તથા વેલીઓ વડે શુશોભિત એવો તુલસીવન શોભી રહેલ છે ૩૪

मंदिरो रमणीयोऽस्ति ध्वजामुच्चैः समन्वितः ॥
नामानि मूर्त्तिनां तेषां वदामि शृणु तेऽनघः ॥ ३५ ॥

ઉંચી ધ્વજાથી જોડાયેલ આ મંદીર રમણીય છે, તે મંદીરમાની મૂર્તિઓનાં નામ હે નિષ્પાપી તને કહું છું તું સાંભળ. ૩૫

उत्संगे तिष्टति यस्य हिमसुताच पार्वतिः ॥
जटायां शोभते नित्यं गंगा पापविनाशिनीम् ॥ ३६ ॥

જે મહાદેવનાં ખોળામાં હિમાલયની પુત્રી પાર્વતિ રહેલી છે. અને જટામાં પાપને નાશ કરનાર એવી ગંગાજી શોભે છે. ૩૬

गंगा गंगेतियो ब्रूयात् योजनानां शतैरपि ॥
मुच्यते सर्व पापेभ्यो विष्णु लोकेस गच्छति ॥ ३७ ॥

જે માણસ અંત કાલે ફક્ત ગંગા ગંગા એવા શબ્દનો ઉચ્ચાર કરે તો બધા પાપથી મુકાય છે અને વિષ્ણુંનાં ધામ એટલે વૈકુંઠમાં જાય છે ૩૭

दक्षिणे गणनाथोवै वामे तिष्टति मारुतिः ॥
सन्मुखे तिष्टति नंदी नित्यं तस्मिन् शिवालये ॥ ३८ ॥

જે શિવ મંદીરમાં દક્ષિણ બાજુએ હનુમાનજી રહેલા છે અને સન્મુખ નંદીશ્વરજી બીરાજે છે. ૩૮

शेषः पंचमुखो नित्यं शोभते च शिवालये ॥
फणया कुरुते छायां छत्र मिव शिवोपरि ॥ ३९ ॥

જે શિવમંદીરમાં હંમેશ પાંચ મુખવાડા શેષ નાગજી ફણાવડે મહાદેવ ઉપર છત્રની પેઠે છાયા કરે છે. ૩૯

**नमस्कृत्वा महादेवं विश्वं व्यापिन मीश्वरम् ॥**
**ततःतु प्राञ्जलि र्भूत्वा श्लोकमेनं वदेत्सुधिः ॥ ४० ॥**

ત્યારપછી જગતમાં વ્યાપ્ત થયેલ એવા મહાદેવને નમન કરી તેમજ બે હાથ જોડી આ પ્રમાણે શ્લોક બોલવો. ૪૦

**करचरण कृतंवा कागजं कर्मजं वा**
**श्रवण नयनजंवा मानसं वाऽपराधम् ॥**
**विहित मविहितं वा सर्वमेतत्क्षमस्व**
**जय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥ ४१ ॥**

હે મહાદેવ હાથ અને ચરણથી કરેલ તેમજ કાયા અને કર્મથી ઉત્પન્ન થયેલ કાન તથા આંખ તેમજ મન વિગેરેથી કરેલ જે કાંઇ અપરાધ તે હે જયને કરનાર કરૂણાનાં સમુદ્ર મહાદેવ તે બધાની ક્ષમા કરો. ૪૧

**ततो रामसरस्तीर्थं गच्छेत् बंधुजनैर्वृतः ॥**
**ब्रृहदारण्यकं पश्चात् क्षेत्रं दिव्यं सनातनम् ॥ ४२ ॥**

હવે રામારણ્યની પ્રદક્ષિણા પંચ તીર્થી કહે છે. યાત્રાર્થીએ ત્યાંથી રામસર (રામ તરાઇ) નામનું તીર્થ ત્યાં પોતાનાં બંધુજન સહીત જવું પછી ત્યાંથી બ્રહદારણીયક નામનું દીવ્ય સનાતન ક્ષેત્ર છે ત્યાં જવું. ૪૨

**रामस्य पश्चिमे भागे गच्छेत्पर्वतमूर्धनि ॥**
**द्रश्येते यत्र रामस्य चरणौ चाति निर्मलौ ॥ ४३ ॥**

રામચંદ્રજીનાં પાછળ પર્વતની ટોચ ઉપર જવું. (જે પર્વત ઉપર ટેકરી રહેલી છે) જ્યાં રામચંદ્રના નિર્મલ ચરણો દેખાય છે. ૪૩

सीताया श्चरणौयत्र दृश्येते मंदिरं प्रति ॥
तेषांतु दर्शनं नित्यं कोटि पापविमाशनम् ॥ ४४ ॥

અને જ્યાં સીતાજીનાં ચરણો ટેકરીમાં દેખાય છે તે રામ અને સીતાના ચરણોનું દર્શન કરોડ પાપનું નાશ કરનારૂં છે. ૪૪

भजते चरणौ नित्यं सेवते च दिने दिने ॥
स च सिद्धिमवाप्नोति चांतेयाति परं पदम् ॥ ४५ ॥

જે પ્રતિદીન ભગવાનનાં ચરણોનો ભજન અથવા સેવન કરે તે ઉત્તમ સિદ્ધિને પામે છે અને પરંપદ પ્રત્યે જાય છે. ૪૫

तस्मादवस्यं गन्तव्यं वंधुजनैः समावृतः ॥
तत्रतु प्रांजलिर्भूत्वा मंत्रमिदं समाचरेत् ॥ ४६ ॥

તે કારણથી કુટુંબીઓ સાથે રામજરૂખા પ્રત્યે જરૂર જવું ત્યાં બે હાથ જોડી આ શ્લોક બોલવો. ૪૬

श्री रामचंद्र श्चरणौ मनसा स्मरामि
श्री रामचंद्र श्चरणौ वचसा ग्रणामि ॥

श्री रामचंद्र श्चरणौ शिरसा ववन्धे
श्री रामचंद्र श्चरणौ शरणं प्रपधे ॥ ४७ ॥

શ્રી રામચંદ્રજીનાં ચરણોને મન વડે સંભારૂં છું. શ્રી રામચંદ્રનાં ચરણોને વાણી વડે ગ્રહણ કરૂં છું. શ્રી રામચંદ્રજીનાં ચરણોને

મસ્તક વડે વંદના કરૂં છું. શ્રી રામચંદ્રનાં ચરણોને હું શરણે છું. એ પ્રમાણે રામજરૂખા પ્રત્યે બોલવું. ૪૭

रामकुंडं ततो गच्छेत्पवित्रं पापनासम् ॥
नमोऽस्त्वित्यादिकैर्मंत्रैः पठित्वास्नानमाचरेतः ॥ ४८ ॥

પછે રામકુંડ પ્રત્યે જવું તે કુંડ પવિત્રને પાપને નાશ કરનાર છે ત્યાં નમોસ્તુ ઇત્યાદીક મંત્રો ભણી સ્નાન કરવું. ૪૮

ॐ नमोऽस्तु देवदेवाय शिति कंठाय दंडिने ॥
रुद्राय चापहस्ताय चक्रिणे वेधसे नमः ॥ ४९ ॥

દેવનાં દેવ સીતી કંઠ દંડધારી રૂદ્ર ધનુષ્યને ધારણ કર્યું છે. હાથમાં જેણે અને ચક્રધારી એવા સમરથ પ્રભુને નમસ્કાર કરૂં છું. ૪૯

सरस्वतीच सावित्री वेदमाता गरीयसी ॥
सन्निधात्री भवत्वत्र तीर्थे पापप्रणाशिनी ॥ ५० ॥

સરસ્વતી સાવિત્રી વેદમાતા પાપને નાશ કરનારી તેઓ આ તીર્થમાં સનિધિ થાઓ. એટલે આ તીર્થમાં પ્રવેશ કરો. ૫૦

सीता कुंडाद्विनिः सृत्य हृदे गच्छति तज्जलम् ॥
हृदोऽयं पादपैर्व्याप्तं नद्यां मध्ये प्रतिष्ठितम् ॥ ५१ ॥

સીતા કુંડમાંથી નીકળીને જલ રામકુંડમાં જાય છે. તે રામકુંડ નામનો તીર્થ નદીનાં મધ્યમાં પ્રતિષ્ઠિત છે. ૫૧

तस्मिन्प्रवाहे स्नातव्यं कुर्याच्च पितृतर्पणम् ॥
तिर्थे शौचं न कुर्वित कुर्यादुधृत्य वारिणा ॥ ५२ ॥

તે તીર્થમાં સ્નાન કરવું ને પિતૃ તર્પણ કરવું ને તીર્થમાં શૌચ ન કરવું. વાસણમાં પાણી લઇ બહાર શૌચ કરવું. ૫૨

येषां मृतानां चास्थिनी पातयंति हितज्जले ॥
ते प्रेतभावं संत्यज्य प्राप्नुवंति शुभांगतिं ॥ ५३ ॥

મરી ગયેલા મનુષ્યોનાં અસ્થી તે જલમાં એટલે રામકુંડમાં નાખે છે તો તેનાં પ્રભાવથી તેઓ પ્રેતભાવથી મુક્ત થઇ શુભ ગતિને પામે છે. ૫૩

पितृपिंडान् ततो दद्यात् श्राद्धं कृत्वाविधानतः ॥
जप होमादिकं कर्म विधेयं काय शुद्धये ॥ ५४ ॥

ત્યાં પીત્ર માટે પીંડદાન શ્રાધ્ધાદિક વીધીથી જપ હોમાદીક કર્મ દેહ શુધ્ધિ માટે કરવા. ૫૪

सीता कुंडे ततो गत्वा स्नात्वा संध्यां समाचरेत् ॥
अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः ॥ ५५ ॥

ત્યાંથી સીતા કુંડમાં આવી સ્નાન કરીને સંધ્યા વંદન કરવું. જે સંધ્યોપાસનાદીક નિત્ય કર્મ નથી કરતો તે પ્રત્યવાયી કહેતા પાપ યુકત થાય છે. ૫૫

तस्मादवस्यं कर्तव्यं संध्योपासन मुत्तमम् ॥
तदभावेऽन्यकर्मादावधिकारी भवेन्नहि ॥ ५६ ॥

તે કારણથી અવશ્પ સંધ્યોપાસન કરવું તે સીવાય બીજું કર્મ કરવાનું અધિકારી થતો નથી માટે પ્રથમ સંધ્યોપાસન કરવું. ૫૬

संध्यों विहायतत्कुंडे पूजयेद्रामवल्लभाम् ॥
विधिवतां जगद्धात्रीं स्तुति पाठं पठेत्ततः ॥ ५७ ॥

સંધ્યા કરી પછી તે સીતા કુંડમાં શ્રી જગત જનની રામવલભા શ્રી સીતાજીનું પુજન કરી પછી આ પ્રમાણે સ્તુતી કરવી.

हे सीते जनकात्मजेऽवनिसुते श्री रामचंद्रप्रिये
हेस्थित्यादि विधानकृद्भगवति ब्रह्मादिभिर्वंदिते ॥
हे वातात्मज वांछितार्थ फलदे कारुण्य पूर्णाशये
मातः पालय सर्वदा शरणदे दीनं जनं तावकम् ॥ ५८ ॥

હે સીતાજી જનકનાં પુત્રી અવની (પૃથ્વી) થી ઉત્પન્ન થયેલા શ્રી રામચંદ્રજીનાં પ્રીયા આ જગતની સ્થિતી લય અને પાલન તેનાં વિધાન કરવાવાળા ભગવતી આપની બ્રહ્માદીકો પણ વંદના કરે છે, અને હનુમાનજીને ઈચ્છીત વર આપવાવાળા કરૂણા પૂર્ણ એવા હેમાત શરણાગત આવેલો હું તમારો દીનજન તેની રક્ષા કરો. ૫૮

खर्जुरीकादि भिर्वृक्षैरन्यैर्नाना विधैरपि ॥
भरत कुंडे स्नानंहि कुर्याच्च प्रेम भावतः ॥ ५९ ॥

ત્યારપછી ખજુર આદિ વૃક્ષો તથા બીજા નાના પ્રકારનાં ઝાડો વડે જોડાયેલા એવા ભરતકુંડમાં પ્રેમ ભાવથી સ્નાન કરવું. ૫૯

कुंडे स्नात्वा लक्ष्मणेच चतुष्कारे सुशोभिते ॥
सूर्य कुंडं ततो नत्वा वारि स्पृष्ट्वा च नेत्रयोः ॥ ६० ॥

ત્યાંથી શુશોભીત તેમજ ગોળાકાર બનેલા એવા લક્ષ્મણ કુંડમાં સ્નાન કરવું. તેમજ સૂર્યકુંડને નમન કરી આંખોને પાણીનો સ્પર્શ કરવો. ૬૦

सर्वेषु च कुंडेपुहि कुर्यात्स्नानं दिने दिने ॥
पंचस्नानम शक्तश्चेत्कुर्यात् श्रद्धा समन्वितः ॥ ६१ ॥

બધા કુંડોને વિષે દિવસે દિવસે સ્નાન કરવું. જે અશક્ત એટલે શકિત વગરનાંએ શ્રધ્ધાયુકત પંચસ્નાન કરવું અને રામ જારીમાંથી પાણી લઇ આંખોને અદાડવું. ૬૧

ततो सिद्ध गुहां गच्छेत् सेवितां सिद्ध योगिभिः ॥
तस्याग्रे वर्ततेनद्यां नाम्ना ध्यान ह्रदं महत् ॥ ६२ ॥

ત્યારપછી સીધ્ધ ગુફા પ્રત્યે જવું. તે ચીરંજીવી સીદ્ય મહાત્માઓનું આશ્રમ છે. ત્યાં ગુફાની આગળ ધ્યાન નામનું મોટો જલાશય ( પાણીનું ઝરણુ ) છે ૬૨

तत्रस्थित्वा क्षणं भूमौ रामराम इति स्मरेत् ॥
मूर्धा प्रणामं कुर्वित सिद्धानुदिश्य भक्तितः ॥ ६३ ॥

ત્યાં ક્ષણવાર બેસી શ્રીરામ શ્રીરામ એવું સ્મરણ કરવું અને ભકિતપૂર્વક હાથ જોડી મસ્તક નમાવી સીધ્ધ પુરૂષોને ઉદ્દેશી પ્રણામ કરવું. ૬૩

ततो सिद्ध गिरंगच्छेत्कृत्वा चैवः प्रदक्षिणम् ॥
त्रीणितु तरवो यत्र नाम्ना सिद्धेश्वरा इति ॥ ६४ ॥

પછી જ્યાં સિદ્ધેશ્વરનાં ત્રણ ( મોટા ) ઝાડો રહેલ છે એવા સિધ્ધ પર્વત પ્રત્યે જવું અને તેની પ્રદક્ષિણા કરવી. ૬૪

प्रणामा भक्तितः कुर्यात् गिरं सिद्धेश्वरान् प्रतिः ॥
पुनरागमनं कार्यं श्रीहरे मंदिरं प्रति ॥ ६५ ॥

ત્યારપછી સિધ્ધ પર્વત અને સિધ્ધેશ્વરનાં ઝાડો પ્રત્યે પ્રણામો ભકિતપૂર્વક કરવા અને પાછા ફરી પ્રભુનાં મંદિરમાં આવવું. ૬૫

ब्राह्मणान् भोजयेत्शक्त्या ततो दद्याच्च दक्षिणाम् ॥
श्रीरामचंद्र प्रीत्यर्थं गांच दद्यात्पयस्विनी ॥ ६६ ॥

યથાશકિત બ્રાહ્મણ ભોજનાદિક કરવું ને દક્ષિણા આપવી અને શ્રી રામચંદ્રનાં પ્રીત્યર્થે દુધવાળી ગાય આપવી. ૬૬

एवं विधेन विधिना रामारण्य प्रदक्षिणम् ॥
कुरुते श्रद्धया यस्तु सशुभंलभते फलम् ॥ ६७ ॥

એ વિધિ પ્રમાણે જે રામારણ્યની પ્રદિક્ષણા શ્રદ્ધાપૂર્વક કરે છે તે શુભ ફલને પામે છે. ૬૭

गच्छन्ति यात्राय नराश्चयेतु
नारायणं श्रेष्ठ सरोवरस्य ॥
वृथातु यात्रा श्रममेव चोक्तं
नायांति त्वत्र पुनरागमं चेत् ॥ ६८ ॥

જે માણસો શ્રેષ્ઠ નારાયણ સરોવરની યાત્રા માટે જાય છે તેઓ યાત્રા કરી પાછા આ રામવાડામાં આવે નહિ તો તેની યાત્રા નિષ્ફળ થાય અને કેવળ શ્રમ કર્યું એમ જાણવું માટે નારાણસરની યાત્રા કરી પાછા અહીં રામવાડામાં જરૂર આવવું જોઇએ. ૬૮

रामारण्य दर्शनस्य विधिमुक्तं त्वयाऽनघः ॥
किमन्यत्कथयामित्वां ब्रुहि शिष्य सविस्तरम् ॥ ६९ ॥

હે નિષ્પાપી એવી રીતે રામવાડાના દર્શનની વિધિ તારા અર્થે કહી સંભળાવી હવે બીજું તમને હું શું કહું તે વિસ્તારથી કહી સંભળાવ. ૬૯

इति श्री ईतिहास समुचये श्री रामारण्य महात्म्ये गुरुशिष्य संवादे प्रथमोऽध्यायः ॥ १ ॥

ઇતિ શ્રી ઇતિહાસ સમુચયમા રામવાડા માહાત્મ વિસે ગુરૂ અને શિષ્ય સંવાદ નામનું પહેલો અધ્યાયઃ ॥ ૧ ॥

॥ इति प्रथमोऽध्यायः संपूर्णम् ॥ १ ॥



॥ शिव स्तुति ॥

शान्तंपद्मासनस्थंशशिधरमुकुटंपञ्चवक्त्रंत्रिनेत्रं ।
शूलंवज्रंचखड्गंपरशुमपिवरंदक्षिणाङ्गेवहन्तम् ॥
नागंपाशंचघंटांडमरुकसहितंचाङ्कुशंवामभागे ।
नानालंकारयुक्तंस्फटिकमणिनिभंपार्वतीशंनमामि ॥१॥

## ॥ अथद्वितीयोऽध्यायः ॥ २ ॥

॥ शिष्य उवाच ॥

केषां पूर्वे निवासोऽभूदस्मिन्स्थाने महात्मनाम् ॥
भगवन्ब्रुहि निखिल मितीहासं पुरातनम् ॥ १ ॥

શિષ્ય ગુરૂને પુછે છે કે આ રામારણ્યમાં પૂર્વે કેનો નિવાસ હતો તેવો જુનો ઇતિહાસ સર્વ કહો. ૧

॥ गुरु रुवाच ॥

या सूतेन पुरा प्रोक्ता सौनकाय महर्षये ॥
तां कथां कथयिष्यामि सांवधान तया शृणु ॥ २ ॥

એવી રીતે શિષ્ય પુછ્યુ ત્યારે ગુરૂ કહે છે હે શિષ્ય જે કથા સુત પુરાણીએ શૌનકાદી રૂષિઓને કહી સંભરાવી તે કથા તને કહું છું માટે સાવધાન થઇ સાંભળ. ૨

एकदानैमिशारण्ये ऋषयः शौनकादयः ॥
पप्रच्छु रादरात्सूतं कथां पौराणिकीमिमाम् ॥ ३ ॥

એક દિવસે નૈમિશારણ્ય ક્ષેત્રમાં શૌનકાદ્ય રૂષિઓ આદરપૂર્વક સુતપુરાણી પ્રતિ આ કથા પુછતા હુવા. ૩

॥ ऋषय ऊचुः ॥

हैहये निहते सूत रामेणानंत मूर्तिना ॥
कथं निः क्षत्रिया भूमि कृतातेनच विष्णुना ॥ ४ ॥

રૂષિઓ પુછે છે કે હે સૂત અનંત મૂર્તિ એવા વિષ્ણુરૂપ પરસુરામજી તેણે નિઃક્ષત્રી (ક્ષત્રિ વગરની) પૃથ્વી શા માટે કરી. ૪

॥ सूत उवाच ॥

नमस्कृत्वा मुनिन् वक्ष्ये नारायण कथां पराम् ॥
यां श्रुत्वा मुच्यते जंतु र्जन्मसंसार संभवात् ॥ ५ ॥

સુતપુરાણી કહે છે કે મુનિઓને નમસ્કાર કરી નારાયણની કથા કહું છું જે સાંભળતા મનુષ્ય જન્મ સંસારના સંભવથી મુકાઇ જાય છે. ૫

हैहये निहते राम क्षत्रांताय मनोदधे ॥
हैहयाश्च क्षात्र पुत्रै र्मतपितृ हननं कृतम् ॥ ६ ॥

પરસુરામજીએ સહસ્રાર્જુનને માર્યા પછી ક્ષત્રિઓનો નાશ કરવા મનોવૃત્તિની ધારણા કરી કારણ કે તેનાં પુત્રોએ મારા પિતાનું નાશ કર્યું છે માટે હું તેઓને મારીશ એમ પરસુરામજીએ નિશ્ચે કર્યું ૬

एतस्मिन्नंतरे काले क्षत्रियाणां क्षये तदा ॥
सूर्य वंशोद्भवो राजा सौरव्रत परायणः ॥ ७ ॥

પરસુરામજી નિઃક્ષત્રિ પૃથ્વી કરવા પ્રવૃત થયા તે વખતે સૂર્ય વંશમાં ઉત્પન્ન થયેલ શુરવીર એવો. ૭

रामस्य च भयात्पूर्वे रत्नसेनो महिपतिः ॥
स्थितोऽसौ गुप्तरूपेण भार्यापंचक संयुतः ॥ ८ ॥

રત્નસને નામનો રાજા પોતાની પાંચ રાણી સહીત પરસુરામજીનાં ભયથી છુપીને રહ્યો. ૮.

राम बाण भयो द्विग्नो नगरस्थानतो ग्रहात् ॥
निश्चक्राम तदा कष्टात् सिंधुसौवीरकाधिपः ॥ ९ ॥

તે રાજા પરસુરામજીનાં બાણથી ભય પામેલો ઉદાસ ચીત થઇ કષ્ટપૂર્વક પોતાનાં રાજસ્થાનથી નીકળતો હતો. ૯

यदा कदाचित् जायेत मत्प्राणगमनंच यत् ॥
तदामत् संतति तिष्ठेत् गर्भगासान संशयः ॥ १० ॥

રાજા મનમાં વિચાર કરે છે કે જ્યારે કયારે પરસુરામજીથી મારા પ્રાણ તો જશે પણ મારી સંતતિ જે ગર્ભગત છે તે સ્થિર રહે તો સારૂં ૧૦

एवं विचार्याथ च भूपतिस्तदा निशिथमध्ये नगराद्विनिर्गतः ॥
भार्या गृहित्वा निजपाद चारिणीः स्वयं जगामाथ वनात् वनांतरम् ॥ ११ ॥

એમ તે રાજા વિચાર કરી અર્ધરાત્રીનાં સમે પોતાની પાંચ સ્ત્રીઓને સાથે લઇ નગરથી બહાર નીકળી વન વન પ્રત્યે ફરતો હતો. ૧૧

सरस्वती प्रवाहेन शोभयति गुणोत्तरम् ॥
सतत्राश्रम मद्राक्षीत दधीचेः सूर्यवर्चसः ॥ १२ ॥

ત્યાં ફરતા ફરતા સરસ્વતીનાં પ્રવાહે કરી શોભાયમાન સૂર્ય જેવી કાંતિવાડા દધિચિ રૂષિનો આશ્રમ તેણે જોયું. ૧૨

ताराज्ञीसां रुषिश्रेष्टं मनमा कर्मणा गीरा ॥
नेमुस्तं सूर्यसंकासं जटामुकट शोभितम् ॥ १३ ॥

તે રાજાની રાણીઓ મન વચન અને કર્મે કરી જટા મુકુટથી શોભીત સૂર્ય જેવી કાંતિવાળા દધિચી રૂષિને નમસ્કાર કર્યો. ૧૩

॥ ऋषि रुवाच ॥

कस्मात् राज्यं परित्यज्य सभार्यस्त्वं महिपते ॥
आगतोऽस्मिन्वनं कस्मात् शत्रुभिश्च पराजितः ॥ १४ ॥

રૂષિ પુછે છે કે હે રાજન તું રાજ્યને મુકી તારી રાણીઓ સહીત વનમાં કેમ આવ્યા છો શું તું શત્રુથી પરાભય પામેલો છો. ૧૪

॥ गाजोवाच ॥

भगवन् किं न विदितं रामक्षत्रिय सूदनः ॥
आगतः सिंधु देशान्तं नगर स्थानके यदा ॥ १५ ॥

રાજા કહે છે હે ભગવાન આપને શું વિદિત નથી કે ક્ષત્રિઓને નાશ કરનારા પરસુરામજી સિંધુ દેશથી અમારી રાજ્યધાનીમાં આવ્યા.૧૫

तदाहं भयभीतः सन् भार्या साकं विनिर्गतः
रामबाण भयोद्विग्न त्वामहं शरणं गतः ॥ १६ ॥

ત્યારે હું ભય પામી મારી સ્ત્રીઓ સહીત પરસુરામનાં બાણથી ઉદાસ થયેલો આપની શરણે આવ્યો છું. ૧૬

रक्षस्त्वमां प्रसूतिश्च शरणागत वत्सलः ॥
मन्नारी पंचकं विप्र सगर्भ मम भाति वत् ॥ १७ ॥

હે મહર્ષિ આપ શરણાગત વત્સલ છો માટે મારી પાંચ સ્ત્રીઓ સહીત અને ગર્ભગત જે મારી સંતતી તેની રક્ષા કરો. ૧૭

॥ ऋपि रुवाच ॥

राजंस्त्वं मानसं दुःखं विहाय च सुखं चरः ॥
ममाश्रमाद्बहि र्यातो मरिष्यसि न संशयः ॥ १८ ॥

રૂષિઓ સુતપુરાણીને કહે છે હે રાજન્ તું માનસીક દુઃખને મુકી સુખેથી મારા આશ્રમમાં રહે. જો તું મારા આશ્રમથી બહાર જઇશ તો નિશ્ચે મૃત્યુને પામીશ. ૧૮

॥ ऋषय ऊचः ॥

सूतसूत वदास्माकं रत्नसेने स्थिते तदा ॥
आश्रमे ऋषिवर्यस्य संतति तस्य काभवत् ॥ १९ ॥

ૠષિઓ સૂતપુરાણીને કહે છે હે સૂત રત્નસેન રાજા ૠષિ વર્યનાં આશ્રમમાં રહેતાં શું સંતતિ થઇ તે અમને કહો. ૧૯

॥ सूत उवाच ॥

दधीचेश्च प्रतापेन सुखेनचमहिपतिः ॥
स्थितस्तदाश्रमे रम्ये गर्भणिभिःस्त्रिभिःसह ॥ २० ॥

સૂતપુરાણી સૌનકાદીકને કહે છે હે ૠષિઓ દધિચીનાં પ્રતાપે કરી તે આશ્રમમાં પોતાની ગર્ભિણી સ્ત્રીઓ સહીત સૂખપૂર્વક નિવાસ કર્યો. ૨૦

एवंपूर्णंतरेकाले गर्भिण्यः ण्यसुषुवेप्रंजाः ॥
पुत्रान् पंचश्वरूपाढयान् दृष्टवाप्रोवाचहर्षितः ॥ २१ ॥

એમ નિવાસ કરતા જન્મ સમય પ્રાપ્ત થતા તે ગર્ભિણિ સ્ત્રીઓને પાંચ પુત્રો ઉત્પન્ન થયા તેને જોઇ પ્રસન્ન થયેલા ૠષિ આ પ્રમાણે કહે છે. ૨૧

॥ ऋषि रूवाच ॥

चंद्रास्यायां समुद्भूत स्तन्नामजयसेनकः ॥
पद्मीन्यांयः समुद्भूतो बिंदुमानसोभवंनृपः ॥ २२ ॥

ૠષિ કહે છે ચંદ્રાસ્યા રાણીમાં ઉત્પન્ન થયેલ પુત્રનું નામ જયસેન રાખું છું. પદ્મીની રાણીમાં ઉત્પન્ન થયેલ પુત્રનું બિંદુમાન રાખું છું. ૨૨

पद्मायांच समुत्पन्नो विशालोराजसत्तमः ॥
सुकुमार्यासमुत्पन्नो चंद्रशालेतिकथ्यते ॥
कुशावत्यांचतनयो भरतेत्यभिगीयते ॥ २३ ॥

પદમાંમાં ઉત્પન્ન થયેલ પુત્રનું વિશાલ નામ રાખું છું. સુકુમારીમાં ઉત્પન્ન થયેલ રાજપુત્રનું નામ ચંદ્રશાલ રાખું છું. કુશાવતીમાં ઉત્પન્ન

થયેલ રાજપુત્રનું નામ ભરત રાખું છું. એ પ્રમાણે પાંચ પુત્રોનાં નામ ૠષિએ રાખ્યા ૨૩

एतस्मिन्नंतरे काले सराजास्वाश्रमांतरात् ॥
निर्गतो विपिनेकर्तुं मृगयांचातिलिलया ॥ २४ ॥

એમ ઘણા કાલ વિત્યાબાદ એક દિવસે રત્નસેન રાજા મૃગયા કરવા માટે આશ્રમથી બહાર નિકળ્યા. ૨૪

रामंदृष्टवा परंक्रूरं कुठारेण समन्वितम् ॥
सन्नधकवचेनाथ राजा त्रास मवापसः ॥ २५ ॥

ત્યાં ફરતા ફરતાં કુઠાર છે હાથમાં જેને અને બખતર પહેરેલા પરમ ક્રુર સ્વભાવવાળા પરસુરામજીને જોઇ રાજા ત્રાસ પામતો હતો. ૨૫

बाणमेकसमाधाय आकर्णातमपुरितम् ॥
मुमोच हृदयेचास्यकंठं भित्वाविनिर्गतः ॥ २६ ॥

પરસુરામજીએ પણ તેને જોઇ એક બાણ હૃદયમાં માર્યો તે બાણથી એનો કંઠ ભેદાઇ ગયો ને તે રાજા મૃત્યુ વશ થયો ૨૬.

सराजारत्नसेनोऽपि मृतिंप्राप्यदिवंययो ॥
क्षत्रियं तं मृतं दृष्टारामोगच्छत्वनान्तरम् ॥ २७ ॥

તે રાજા રત્નસેન મૃત્યુ પામી સ્વર્ગમાં ગયો તેને જોઇ પરસુ-રામજી પણ બીજા વનમાં ચાલી નિકળ્યા. ૨૭

॥ राजापुत्रा मातरं ऊचुः ॥

भोभोमातर्नचास्माभिः पिता दृष्टसरित्तटे ॥
किंकर्तव्यंक गंतव्यं पिताहिनावयंचकिम् ॥ २८ ॥

પીતાને ન જોતા રાજા પુત્રો પોતાની માતાને કહે છે હે માત અમોએ અમારા પીતાને નદીનાં તીરપર કયાં પણ જોયા નહિ તો અમારે શું કરવું. ને કયાં જવું. શું અમે પીતા વગરનાં થયા. ૨૮.

॥ राजापत्न्य ऊचुः ॥

स्वामिन् राजा रत्नसेनो गत्वाचाश्रम मंदिरात् ॥
बहुकाल परंजातो स्वाश्रमे नागतः कथम् ॥ २९ ॥

આ સાંભળી રાજાની રાણીઓ રૂષિ એવા દધિચીને કહે છે હે સ્વામિન રત્નસેન રાજા આશ્રમથી ગયા તેને ઘણો વખત થયો હજી સુધી કેમ આવ્યા નહિ. ૨૯

सोधयिष्यामि राजानं मित्येवमुनिरब्रवीत् ॥
आहूय ऋषिवृंदंतमुवाच वचनंहितम् ॥ ३० ॥

એવી રીતે રાજાની રાણીઓનાં વચન સાંભળી રૂષિ કહે છે કે હું રાજાની શોધ કરીશ એમ કહી રૂષિ વર્ગને એટલે પોતાનાં પુત્રોને બોલાવી હીતવચન કહે છે. ૩૦

॥ दधिची रुवाच ॥

गन्तव्यं च भवद्भिश्च मयाज्ञापैवनान्तरम् ॥
आनीयतां रत्नसेनं मृगलिले च्छयागतम् ॥ ३१ ॥

દધીચિ કહે છે કે તમારે મારી આજ્ઞાથી વનાંતરોમાં શોધ કરી સ્વઈચ્છાથી મૃગયા કરવા ગયેલ રત્નસેન રાજાને લઈ આવો ૩૧

तत् गुरोर्वाक्यमाकर्ण्य गतास्तेपि वनान्तरम् ॥
पर्वते निर्झरेचैव अटव्यांच सरोवरे ॥ ३२ ॥

તે રૂષિ વર્ગ દધીચિ રૂષિનાં વાકય સાંભળી વનમાં પર્વતોમાં ઝરણોમાં સરોવરમાં એમ શોધ કરવા લાગ્યા. ૨૩

इति ब्रुवन् जगामाशु यत्रास्ते पतितंवपुः ॥
राजानं दर्शयामास ऋषिपुत्रा वनांतरे ॥ ३३ ॥

એમ શોધ કરતાં જ્યાં રાજાનું શરીર મૃત્યુ વશ થએલું જ્યાં પડેલો છે ત્યાં જઇ તેનું શરીર રાજાની રાણીઓને રાજ પુત્રોને રૂષિ પુત્રોએ બતાવ્યું. ૩૩

शोकेन महता युक्ता राजपुत्रा समात्रकाः ॥
रुरुदुःसुस्वरं तत्र विलपुस्ताःक्षणं क्षणम् ॥ ३४ ॥

તે રાજપુત્રો પોતાની માતાઓ સહીત શોક વશ થઇ અત્યંત વિલાપ કરવા લાગ્યા. ૩૪

॥ ऋषि रुवाच ॥

शृणुध्वं राजपत्न्योवो मद्वाक्यं धर्मसंयुतम् ॥
पतिना सहितं दाहं वीरसु न करीष्यती ॥ ३५ ॥

એમ વિલાપ કરીને તે રાજાની રાણીઓ પતિ પછવાડે સતી થવા તૈયાર થયેલ્રીઓને રૂષિ કહે છે. હે રાજપત્નીઓ અમારૂં ધર્મયુકત વચન સાંભળો કે જે પુત્રવતી સ્ત્રી હોય તેને સતી થવું નહિ. ૩૫

सापरायं तदाकर्म कृत्वा तेपि वनान्तरात् ॥
आगता आश्रमे राज्ञो दुःखेन महतावृता ॥ ३६ ॥

ત્યારે રૂષિનાં વચન કબુલ કરી રાજાની ઉત્તર ક્રીયા કરી દુઃખ યુકત થઈ તે સ્ત્રીઓ પુત્રે સહીતને રૂષિ પુત્રો યુકત પાછા આશ્રમમાં આવ્યા. ૩૬

॥ राजपुत्रा ऊचुः ॥

भगवन्करुणासिंधो रक्षस्व शरणागतान् ॥
त्वमेवमाता पितरौ बंधु वर्ग त्वमेवच ॥ ३७ ॥

રાજપુત્રો દધીચિ રૂષિને કહે છે હે ભગવાન હે કરૂણા સીંધુ અમે આપની શરણે આવ્યા છીએ અને આપજ અમારા માતા પિતા બંધુ વર્ગ છો તો અમારી આપ રક્ષા કરો ૩૭

तेषांवचस्तदाकर्ण्य तथेत्योमिति तद्वचः ॥
उवाचऋषिवर्योऽसौ चरतां स्वाश्रमे सुखम् ॥ ३८ ॥

તે રાજપુત્રોનાં વચન સાંભળી રૂષિ વર્યે સ્વીકાર કરી કહ્યું કે આ આશ્રમમાં રહેતા તમને સદાય સુખ છે. કોઇ રીતે અડચણ આવશે નહિ. ૩૮

एतस्मिन्नंतरे काले भार्गव शत्रु सूदनः ॥
आगतोऽथ दधीचिंच दृष्ट्वा तस्याश्रमं पुनः ॥ ३९ ॥

એટલામાં શત્રુઓને નાશ કરનારા પરસુરામજી દધીચિ રૂષિને જોવા તેનાં આશ્રમમાં આવ્યા. ૩૯

कस्मात् देशांतराद्वापि तीर्थ क्षेत्रात्तथैवच ॥
आगतश्चाश्रमं कर्तुं पवित्रं बुद्धिशां प्रतम् ॥ ४० ॥

આવેલા પરસુરામજીને જોઇ દધીચિ રૂષિ કહે છે હે મહારાજ કયા દેશથી કયા તીર્થથી કયા ક્ષેત્રથી હમણા આપનું આવવું થયું. મારો આશ્રમ પવિત્ર કરવા આપ પધારેલા છો. ૪૦

भश्चवन् क्षत्रीयांताय विचरामि महितलम् ॥
एवंवदति रामेतु दृष्ट्वाते नृपतेः सुताः ॥ ४१ ॥

દધીચિ રૂષિનાં વચન સાંભળી પરસુરામજી કહે છે કે હે ભગવન્ હું ક્ષત્રિઓનાં નાશ માટે પૃથ્વીમાં ફરૂં છું એમ વાત કરે છે એટલામાં તે રાજપુત્રો જોવામાં આવ્યા. ૪૧

कस्येमे पुत्रकास्तात सत्यमूब्रूहि ममाग्रतः ॥
रामस्य वचनात्पूर्वं दधीचिर्वाक्यमब्रवीत् ॥ ४२ ॥

તે રાજપુત્રોને જોઇ પરસુરામજી દધીચિ રૂષિને પૂછવા લાગ્યા કે આ પુત્રો કોના છે તે મારા આગળ સાચું કહો એમ પરસુરામજી પુછે છે તેથી પહેલાજ દધીચી રૂષિ બોલ્યા. ૪૨

सत्यं वच्मि परंराम ऋषिपुत्राः परंतपः ॥
एवं रुषिवचः श्रुत्वा रामो वचन मब्रूवीत् ॥ ४३ ॥

હે પરસુરામજી હું તમારી આગળ શાચું કહું છું કે આ રૂષિ પુત્રો છે એમ રૂષિનું વાકય સાંભળી ફરી પરસુરામ કહે છે. ૪૩

ब्राह्मण ईमे पुत्रान संति तव मंदिरे ॥
ब्राह्मणानां परं रूपं भिन्न क्षत्रि कुलस्यच ॥ ४४ ॥

હે રૂષિ આ તમારા આશ્રમમાં રહેલા બ્રાહ્મણનાં પુત્રો નથી કેમકે બ્રાહ્મણોનો રૂપ જુદો હોય છે ને ક્ષત્રિઓનો રૂપ જુદો હોય છે ને ક્ષત્રિઓનો રૂપ જુદો હોય છે. ૪૪

यदि वाचेत् क्षत्रिजा हि वधिष्यामि नसंशयः ॥
थदिचेत् ब्रह्म जाताच वेदान्नु च्चार्यतां खलु ॥ ४५ ॥

જો એ ક્ષત્રિ પુત્ર હશે તો હું નીશ્ચે તેઓનો વધ કરીશ ને જો બ્રાહ્મણનાં પુત્ર છે તો વેદનો ઉચાર કરે. ૪૫

तथेति वचनं श्रुत्वा जयसेन पुरः सरा
सांगं वेदं तदोच्चुस्ते सांख्य योगेन संयुतम् ॥ ४६ ॥

એમ પરસુરામજીનું વચન સાંભળી જયસેન આદે લઇ રાજપુત્રો તથાસ્તુ? એમ કહી અંગ સહીત અને સાંખ્યયોગ સંયુકત વેદનો ઉચ્ચારણ કરવા લાગ્યા. ૪૬

गृहीत्वातु परीक्षांतां वेदपारायणे पराम् ॥
ऋषि प्रोवाच रामोऽसौ इमेवेद पारायणाः ॥ ४७ ॥

વેદ પારાયણમાં તે રાજપુત્રોની પરીક્ષા કરી પરસુરામજી દધીચી રૂષિને કહે છે એઓ વેદ પરાયણ છે. ૪૭

ब्राह्मणां खलु विप्रर्षेभमसं देहकारकाः ॥
भवता एक पात्रे चएकेन सहिता यदा ॥ ४८ ॥
भोजनं च प्रकर्तव्यं कांक्षा मम गमिष्यति ॥ ४९ ॥

હે રૂષિ એઓ નિશ્ચે બ્રાહ્મણ છે પણ મને સંદેહ ઉત્પન્ન કરાવનારા છે. માટે તમો એક પાત્રમાં બેસી એકની સંગાતે ભોજન કરો તો મારો સંશય દુર થશે. ૪૮—૪૯

भगवन् ब्राह्मणार्थंच भोजनं सहितंचतैः ॥
एतावदुक्तावचन मानीयकदलीदलम् ॥ ५० ॥

દધીચિ કહે છે હે પરસુરામજી બ્રાહ્મણો માટે હું તેઓની સાથે ભોજન કરૂં છું. એવી રીતે કહીને દધીચીએ કેળાનો પાંદડો મંગાવ્યું. ૫૦

अंगुष्टेनांतरे रेषा कृता अवधिकारिणा ॥
अंतरान्नं गृहीत्वाच अंतरेण च तैःसह ॥ ५१ ॥

તે પત્રમાં (પાંદડામાં) અંગુઠાથી મર્યાદારૂપ રેખા કરી તે પાંદડાનાં એક ભાગમાં તેઓને અન્ન આપ્યું. એક ભાગમાં પોતે અન્ન લઇ જમવા બેઠા. ૫૧

अन्तरातरतस्तैश्च साकं भुक्तो महारुषिः ॥
आश्चर्यं परमं दृष्ट्वा रामो वचन मब्रवीत् ॥ ५२ ॥

એવી રીતે તેઓની સાથે દધીચિ રૂષિએ અંતરાયથી ભોજન કરેલું જોઇ પરમ આશ્ચર્ય માની પરસુરામજી કહે છે. ૫૨

भगवन् ज्ञातसर्वार्थं ब्राह्मणानां कुलं खलु ॥
किन्नाम ज्येष्ठ पुत्रस्य वदविष्णु जजासुतं ॥ ५३ ॥

આપ સરસ્વતીનાં પુત્રો છો માટે હે ભગવાન્ તમેં સર્વે અર્થે જાણો છો ને આ બ્રાહ્મણનું કુલ છે એ મેં નિશ્ચે જાણ્યું હવે એમાં જયેષ્ઠ પુત્ર કોણ છે તે મને કહો. ૫૩

श्रेष्ठोऽयं जयरामाख्यो शिष्योपकरणे शुभम् ॥
तं गृहीत्वाशुगच्छस्व यदीच्छसि तथा कुरु ॥ ५४ ॥

એમ પરસુરામજીએ કહ્યું ત્યારે દધીચી કહે છે કે આ જયરામ શિષ્ય શ્રેષ્ઠ છે ને બધામાં મોટો છે માટે તેને ગ્રહણ કરીને પધારો જેમ આપની ઇચ્છા હોય તેમ કરો. ૫૪

॥ ऋषय ऊचुः ॥

भार्गवेंद्रेण रामेण नीतेतु जयसेनके ॥
कस्मिन्देशे गतोरामो जयसेनेन किंकृतम् ॥ ५५ ॥

રૂષિઓ સુતજીને પુછે છે કે દધીચી રૂષિએ જયસેન પરસુરામને સોપ્યા બાદ તે પરસુરામ જયસેનને લઇ કયાં દેશમાં ગયા ને જયસેને ત્યાં જઇ શું કર્યું તે અમોને કહો. ૫૫

॥ सुत उवाच ॥

गृहीत्वा जयशर्माणं विप्र क्षत्रियनंदन ॥
क्षिप्रा भंरिभ्रमं स्तीर्थं गंडक्यां पुनरागमत् ॥ ५६ ॥

સુત પુરાણી કહે છે કે ક્ષત્રિપુત્ર જયસેન જેનું નામ જયશર્મા

રાખેલું છે તેને સાથે લઇ તીર્થોમાં ફરતા ફરતા ગંડકી નદી હતિ ત્યાં આવ્યા. ૫૬

॥ परसुराम उवाच ॥

त्वत्सेवया प्रसन्नोऽहं दास्येविद्यां यथोचिताम् ॥
एतावदुक्त्वावचनमुपदेशः परोऽभवत् ॥ ५७ ॥

પરસુરામજી કહે છે હે જયશર્મા તેં મારી સેવા સારી રીતે કરી છે. તેથી હું પ્રસન્ન થયો છું. માટે યથોચિત વિદ્યા દઉં છું એમ કહી ઉપદેશ પરાયણ થયાં એટલે તેને ધનુર્વેદ સારી શીખાવ્યો. ૫૭

स्थितः सरस्वती तीरे मध्यान्हे कोष्ण पीडित ॥
उवाच जय शर्माणं निद्रया पीडितः हरिः ॥ ५८ ॥

એક દિવસે પરસુરામજી સરસ્વતીનાં તીરમાં મધ્યાન્હ કાલનાં તડકાથી પીડિત થયેલા પોતાનાં શિષ્ય જયશર્માને આ પ્રમાણે કહે છે. ૫૮

सरस्वत्यास्तटे शीते उत्संगेच तवोत्तमे ॥
शयामि कोष्णजां पीडां शमयामि मतिर्मम ॥ ५९ ॥
तं विलोक्य तथाभूतं देवानिंद्रो ब्रवीदिदम् ॥

હે શિષ્ય આ તડકાથી ગભરાયો છું માટે થોડો વખત તારા ખોળામાં મસ્તક રાખી શયન કરૂં જેથી આ તાપ જન્ય પીડા દુર થાય એમ મારો વિચાર છે. એવી રીતે કહી જયશર્માનાં ખોળામાં પોતાનું મસ્તક રાખી શયન કર્યું તેને જોઇને ઇંદ્રદેવતાઓને આ પ્રમાણે કહે છે. ૫૯

॥ इंद्र उवाच ॥

क्षत्रवंश समुद्भूतो विप्रर्षेऽनेन गोपितः ॥
भार्गवः कृपया सर्वं मन्यते तृणवत् जगत् ॥ ६० ॥

આ ક્ષત્રિવંશમાં ઉત્પન્ન થયેલો દધીચી રૂષિએ કરી રક્ષા પામેલે
અને પરસુરામજીની કૃપા વડે આ જ્યસેન જગતને તૃણુની માફ
ગણે છે. ૬૦

गुरुभक्तिपरो नित्यं तस्य विघ्नं कथं भवेत् ॥
एवं विचार्य मनसि किं कर्तव्यं क्षणांतरे ॥ ६१ ॥

નિત્યગુરૂ ભક્તિ પરાયણ છે માટે તેને વિઘ્ન કેમ થાય ?
ક્ષણુવારમાં એટલે પરસુરામજી શયન કરે છે એટલા વખતમાં ક
રીતે વિન્ઘ કરવું. ૬૧

भ्रामरं रूपमास्थायधरित्र्यां प्रविवेस ह ॥
येन केन प्रकारेणरामो निद्रां परित्यजेत् ॥ ६२ ॥

એમ વિચાર કરી ભમરાનું રૂપ લઇ પૃથ્વીમાં પ્રવેસ કર્યું ઇં
વિચાર્યું કે જે કોઇ રીતે પરસુરામજીની નીદ્રાનો ભંગ થાય એ
કરવું. ૬૨

उत्संगे जयसेनस्यदंष्टश्चाति विषाग्निना ॥
दंष्टोत्संगेतदा धैर्यात् नचचाल तदा नृप ॥ ६३ ॥

જ્યસેનની સાથરમાં અતિ વિષાગ્નિ વડે ડંશ કર્યું તો પ
ધૈર્યથી તે જ્યસેન ચલાયમાન થયો નહિ. ૬૩

भ्रामरेन्द्रेण उत्संगं कृत्वाच रुधिराल्पुतम् ॥
भार्गवस्यापिकर्णेऽपि दंष्टसच तदालघुः ॥ ६४ ॥

તે ઇંદ્રરૂપી ભમરાએ દંશ કર્યું જેથી રૂધીર પૃથ્વીમાં ફેલાઇ ગયું ને તે ભમરાએ લઘુ (નાનુ) રૂપ લઇ પરસુરામજીનાં કર્ણમ પણ દંશ કર્યું. ૬૪

॥ परसुराम उवाच ॥

कस्त्वं क्षत्रिय दायाद निद्राभगत्वया कृतम् ॥
धैर्येण महतात्वंच शत्रावस्त्रं प्रयुज्यसे ॥ ६५ ॥

પરસુરામજી જાગૃત થઈ આ પ્રમાણે કહે છે. અરે તું કોણ છે તું ક્ષત્રિનો પુત્ર છો અર્થાત્ બ્રામણનો પુત્ર નથી તે મારી નીંદ્રાને ભંગ કર્યો એટલુંજ નહિ પણ મોટા ધૈર્ય વડે શત્રુઓમાં અસ્ત્રને પ્રયોગ કરે છે. ૬૫

मतःप्राप्ता श्रयाविद्यानिष्फलास्ता भवंतुते ॥
ब्रह्मक्षत्रीय नाम्नाहिविचरस्व यथा सुखम् ॥ ६६ ॥

પરસુરામજી કહે છે તું મારાથી જે વિદ્યા નિષ્ફલ થાઓ ને આજથી બ્રહ્મક્ષત્રિ નામથી દુનીયામાં યથાસુખે વિચર. ૬૬

इत्युक्त्वा सततोरामो महेंद्राचल मध्यगात् ॥
रामगतं ततो दृष्ट्वा जयसेनो महिपतिः ॥ ६७ ॥

એમ કહી પરસુરામજી ત્થાથી મહેંદ્રાચલ પર્વત પ્રતી ગયા ને જયસેન પણ પરસુરામ ચાલી નીકળ્યા તેને જોઇ. ૬૭

श्रुत्वाशापं चरामस्य त्यक्त्वा तस्या श्रमं मुने ॥
आजगामात्ति दुःखेन दधीचे राश्रमं पुनः ॥ ६८ ॥

શ્રાપ દીધેલો તે સાંભરી તે આશ્રમનો ત્યાગ કરી અતિ દુઃખ પૂર્વક ફરી દધીચી રૂષિનાં આશ્રમમાં આવ્યો. ૬૮

॥ जयसेन उवाच ॥

किंजीवितं क्षत्रियाणां बंधुनां परिशोचताम् ॥

भार्गवात्प्राप्त विद्योऽहं तस्माच्छापमवाप्तवान् ॥ ६९ ॥

જયસેન દધીચી રૂષિને કહે છે બંધુઓનું શોચન કરતાં એવા ક્ષત્રિઓનું જીવવું નકામું છે કેમકે હું પરસુરામથી વિદ્યા ભણ્યો ને તેનાથી શ્રાપ પ્રાપ્ત થયો. ૬૯

अतः सरस्वती तीरे प्राणं त्यज्ये क्षणादहम् ॥

इति तद्वचनं श्रुत्वा उवाच ऋपियुंगवः ॥ ७० ॥

જે કારણથી હું સરસ્વતીજીનાં તીરે ક્ષણવારમાં પ્રાણ ત્યાગ કરીશ એવો વચન જયસેનનો સાંભળી રૂષિમાં શ્રેષ્ઠ એવા દધીચી આ પ્રમાણે કહે છે. ૭૦

॥ दधीचि उवाच ॥

शृणुत्वं ममवाक्यंहि माकार्षिसाहसंचयत् ॥

पुरोहित मृषि कंचित् कुरुष्व नृपनंदन ॥ ७१ ॥

દધીચી રૂષિ કહે છે હે જયસેન તું સાહસ ન કર મારૂં વાકય સાંભળ તું કોઇ રૂષિને પુરોહિત ( ગોર ) બનાવ. ૭૧

पुरोहिते कृते पश्चात् जयसिद्धिर्भविष्यति ॥

विना पुरोहितेनापि मंत्रसिद्धि नवैभवेत् ॥

पुरोहित मृषिचक्रे दधीचिं तपसां निधिम् ॥ ७२ ॥

પુરોહિત કર્યા પછી જયસિદ્ધિ થશે. ગોર સિવાય મંત્ર સિદ્ધિ નહિ થાય એવા રૂષિનાં વચન સાંભળી તપોનિધિ એવા તે દધીચી-નેજ ગોર કર્યા. ૭૨

ऋषयो ब्रह्मदाल् भ्याद्याः प्रभाते समुपागताः ॥
दधिची सहिता स्तेवै राजपुत्रा विनिर्गताः ॥ ७३ ॥

પછી તે સ્થાનથી પ્રભાતમાં બ્રહ્મદાલભ્યાદિ ઋષિઓ અને રાજ-પુત્રો દધીચી રૂષિની સંગાતે યાત્રા કરવા નીકળ્યા. ૭૩

आशापूर्णाततो देवीं पूजयित्वा विनिर्ययौ ॥
नगरस्थानमागत्य रामारण्यं तथैवच ॥ ७४ ॥

તે યાત્રા કરતા કરતા આશા પૂર્ણા દેવી પાસે આવ્યા તે દેવીનું પુજન કરી ત્યાંથી નગર સ્થાનમાં આવી રામારણ્ય ક્ષેત્રમાં આવ્યા. ૭૪

तत्र स्नाता स्ततः सर्वेधेनुनाम युतानिषट् ॥
ददुस्ते पापनिर्वर्त्यैकल्पकोटी शतांतरात् ॥ ७५ ॥

ત્યાં પવિત્ર જલોમાં એટલે રામકુંડ, સીતાકુંડ ઇત્યાદી કુંડોમાં સ્નાન કરી ત્યાં છ હજાર ગાયોનાં દાન આપ્યાં ને અનેક જન્મનાં પાપ નિર્વૃત્તિ માટે ઇત્યાદીક દાન દીધુ. ૭૫

ऋषिभिः सहितास्तेवै तेपुस्तत्र महत्तपः ॥
निराहाराः सदाचारा दधीचि सहितासदा ॥ ७६ ॥

ત્યાં રામારણ્યમાં રૂષિઓ સહિત તે રાજપુત્રોએ દધીચી સહીત મોટું તપ સદાચાર પારી નીરાહાર થઇ ત્યાં કરવા માંડયું. ૭૬

ऋषयश्च दधीच्याद्या रामारण्येषु ते स्थिताः ॥
एवं दधीचि सगृह्य हर्षेण नगरं ययुः ॥ ७७ ॥

એવી રીતે દધીચીને આડે લઇ બીજા રૂષિઓએ રાજપુત્રો સહીત નિવાસ કર્યું પછી ત્યાં તીર્થ સેવનથી પાપ રહીત થયેલા

એવા રાજપુત્રો તે સાથે લઇ હર્ષ પૂર્વક પોતાની રાજધાનીમાં આવ્યા. ૭૭

रामारण्येच पुरुषा येचैव च पुरास्थिताः ॥
तेषांवै पुत्रपौत्राश्च आशापूर्णां समाययुः ॥ ७८ ॥

જેનાં પૂર્વજો પ્રથમ રામારણ્યમાં હતા. તેનાં પુત્ર પૌત્ર શ્રુતસેન વિદુરથ વિગેરે રામારણ્યમાં નિવાસ કરી આશાપુરા દેવી પ્રત્યે આવ્યા. ૭૮

इतिहासमिमं पुण्यं रामारण्यं निवासिनाम् ॥
यःश्रृणोतिनरो भक्त्या मुच्यते सर्व पातकैः ॥ ७९ ॥

એવી રીતે પુન્યકારી આ રામારણ્ય નિવાસીઓનો ઇતિહાસ જે મનુષ્ય શ્રવણ કરે તે સર્વ પાપથી મુકાય છે. ૭૯

इदं स्कंध पुराणेहि सूतेन कथितं पुरा ॥
शौनकादि महर्षिभ्यस्तत्तुभ्यं कथितं मया ॥ ८० ॥

આ કથા સ્કંદ પુરાણમાં સુત પુરાણીએ શૌનકાદી મહર્ષિઓને કહેલ તે કથા મેં તને કહી સંભળાવી. ૮૦

इति श्री रामारण्य महात्म्ये गुरुशिष्य संवादे द्वितीयोऽध्यायः २॥

ઇતિ રામારણ્ય મહાત્મે ગુરૂ શિષ્ય સંવાદે બીજો અધ્યાય. ૨

॥ इति द्वितीयोऽध्यायः संपूर्णम् ॥ २ ॥

# अथ तृतीयोऽध्यायः ॥३॥

॥ गुरु रुवाच ॥

यत्कृतं श्रद्धया पुंभिस्तत्कर्म फलदंभवेत् ॥
तस्मात्तथैव कर्तव्य मोघस्यादन्यथाकृतम् ॥ १ ॥

ગુરૂ શિષ્યને કહે છે, હે શિષ્ય પુરૂષો જે કાંઇ શ્રધ્ધાપૂર્વક કરે છે તે કર્મ ફલદાતા થાય છે અને શ્રધ્ધા રહીત કર્મ નિષ્ફલ થાય છે માટે જે કાંઇ કરવું તે શ્રધ્ધાપૂર્વક કરવું. ૧

रामारण्य समीपेऽस्ति ग्रामोबदर नामकः ॥
तस्मिन् श्रद्धान्वितः कश्चित् मालाकारोऽभवत्पुरा ॥ २ ॥

તે વિષે એક ઇતિહાસ તને સંભરાવું છું તે સાંભળ રામારણ્યનાં સમીપમાં બદર (બેર) નામનું ગામ છે. તે ગામમાં પૂર્વે એક શ્રદ્ધાવાન માલી હતો. ૨

नित्यं गृहित्वा पुष्पाणि सददौ हरिमंदिरे ॥
एवं नियम मातिष्ठत् भक्तियुक्तेन चेतसा ॥ ३ ॥

તેનો નિયમ એવો હતો કે પુષ્પ લઇ પ્રતિદીન ભગવાનનાં મંદીરમાં આપતો એમ ભકિતયુકત પોતાનાં નિયમમાં દ્દઢ હતો. ૩

प्रावृट्काले कदाचित्स धोरेवृष्टि भयावहे ॥
गृहीत्वा सर्व पुष्पाणि स्वकीयं नियमं स्मरन् ॥ ४ ॥

એક દિવસે એમ બન્યું કે પોતાના નિયમ પ્રમાણે પુષ્પો લઇ ભગવત મંદીરમાં આપવા આવતો હતો પણ વરસાદનાં દિવસો હોવાથી બહુ ભયંકર વરસાદ થવા લાગ્યો. ૪

आजगाम नदीतीरे दृष्ट्वातां जलपुरिताम् ॥
चिन्तयामास मनसा किंकार्यं मधुनामया ॥ ५ ॥

એ રીતે નદીનાં તીરમાં આવ્યો પણુ તે જલથી પૂર્ણ ભરેલી જોઇ વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું. ૫

मार्गान्तरेण गमना दतिकालो भविष्यति ॥
इति चिंतयतस्तस्य भावगम्यो दयानिधिः ॥ ६ ॥

જો બીજે રસ્તેથી કદિ જાઉં તો ઘણો વખત થઇ જશે અને પુજાનો સમય વીતી જતાં મારો નિયમનો ભંગ થઇ જશે એમ બહુ વિચાર કરવા લાગ્યો તે માલીની ભાવનાં સાચી હતી અને ભગવાન તો કેવલ ભાવને આધિન છે ૬

रूपान्तर समाधाय प्राप्तस्तत्र स्वयंहरिः ॥
वांछितं प्रददौतस्मै गृहीत्वा पुष्पसंचयम् ॥ ७ ॥

તે દયાનિધિ ભગવાન રૂપાંતર લઇ ભગતનો નિયમ પૂર્ણ કરવા માટે ત્યાં આવ્યાં તેનાં પાસેનાં પુષ્પો બધે ગ્રહણુ કરી તેને ઇચ્છીત વરદાન આપ્યો. ૭

तानि पुष्पाणिवै प्रातर्दृष्ट्वा श्रीहरि मंदिरे ॥
आश्चर्यंमेनिरे सर्वे तत्रत्यायेच वैष्णवाः ॥ ८ ॥

હવે તે પુષ્પો ભગવાનનાં મદીરમાં અર્પણુ થયેલા જોઇ પ્રભાતામાં ભગવત સેવા કરવા આવેલા ત્યાંના વૈષ્ણુવ મહાત્માઓએ બહુ આશ્ચર્ય માન્યું કેમકે વરસાદનાં લીધે માલી આવી શકયો નથી તો પછી પુષ્પો પોત મોડા કેમ આવ્યા. ૮

मालाकारोऽपितच्छुत्वा हृष्टचेतो भवत्तदा ॥
तेनैव भक्तियोगेन प्राप्तो पुण्य कृतां गतिन् ॥ ९ ॥

બીજે દિવસે માળી રોજનાં નિયમ પ્રમાણે પુષ્પો લઇ ભગવતને અર્પણ કરવા આવ્યો ત્યારે પુષ્પો ભગવાનનાં મંદીરમાં અર્પણ થયેલા છે એ વાત સાંભળી બહુ આનંદ પામ્યો અને તેજ ભકિતયોગે કરી ભગવત કૃપાથી તે માળી અંતે પુણ્ય ગતિને પામ્યો. ૯

श्रद्धया यस्तु सेवेत रामारण्यं दमान्वितः ॥
ददाति प्रार्थितं तस्मै कोशलेन्द्रो दयानिधिः ॥ १० ॥

એવી રીતે મન ઇંદ્રિયોને જીતી શ્રદ્ધાપૂર્વક જે રામારણ્યને સેવે છે. તેને દયાનિધી ભગવાન ઇચ્છીત ફલ આપે છે. ૧૦

रामकुंडस्यमहिमा इतिहासं पुरातनम् ॥
यं श्रुत्वामुच्यते जंतु जन्मसंसार बंधनात् ॥ ११ ॥

ગુરૂ કહે છે હે શિષ્ય હવે રામકુંડનાં મહિમારૂપી જુનો ઇતિહાસ કહું છું જે સાંભળવાથી માણસ તમામ બંધનથી મુકાઇ જાય છે. ૧૧

सिंधुदेशभवोव्याधो प्लक्षचुताद्रिसंयुतः ॥
जम्बु निम्बै राजितंच विचचार महावने ॥ १२ ॥

કોઇક સિંધુ દેશમાં ઉત્પન્ન થયેલ પારાધી પીપરો, આંબા તથા જાંબુ-નિંબના ઝાડો વડે શુશોભીત વનમાં ફરતો હતો. ૧૨.

एतैरन्यै र्द्रुमैर्युक्ता वनं तत्सर्वतः शुभम् ॥
विवेश मृगयाशीलो दृढंकृत्वाच मानसम् ॥ १३ ॥

ઉપર કહેલા તેમ બીજા પણ ઝાડોથી વિંટાયેલું ચોમેર સુંદર

એવું તે વનમાં મૃગયા શીલ એવો તે પારાધી મન દ્રઢ કરી પ્રવેશ કરતો હતો. ૧૩

**वराहस्तु महाकायो महादंष्ट्रो महाबलः ॥**
**पलवला दुत्थितोऽसौ विलोक्यारा न्निजांतकम् ॥ १४ ॥**

ત્યાં મોટી કાયાવાળો મોટી દાઢોવાળો મોટા બળવાળો વરાહ પોતાને નાશ કરનાર પારાધીને જોઇ ખાડા માંહેથી ઉડતો હતો. ૧૪

**दृष्टातं बाणमाकृष्य आकर्णांत मपुरितम् ॥**
**एतस्मिन्नंतरे काले छिन्नं तत्र धनुर्गुणम् ॥ १५ ॥**

પારાધીએ તે વરાહને જોઇ પોતાનાં કાન સુધી ધનુષની દોરી ખેંચીને બાણ ચડાવ્યું તેટલામાં ધનુષની દોરી તુટી ગઇ. ૧૫

**ततस्तु खिन्नहृदयो युयुधे मुष्टिना सह ॥**
**घोरं युद्धं तयोर्जातं महदाश्चर्य कारकम् ॥ १६ ॥**

એમ અચાનક દોરી તુટી જાતાં ખીન હૃદયવાળો પારાધી મુષ્ટિ વડે એટલે મલ યુધ્ધ કરવા લાગ્યો તે બેનું ઘોર યુધ્ધ મોટું આશ્ચર્ય-કારી હતું. ૧૬

**वराहःक्रोधमास्थाय घनशब्देव गर्जितः ॥**
**हृदये मारितं दंष्ट्रौ येनासौ निधनं गतः ॥ १७ ॥**

તેટલામાં વરાહ ક્રોધ કરી વાદળાનાં શબ્દની પેઠે ગર્જના કરી પોતાની બે દાઢો પારાધીનાં હૃદયમાં મારી જેનાં વડે તે મૃત્યુને પામતો હતો. ૧૭

**एवं दुर्मरणं प्राप्तस्तस्मिन्नेव महावने ॥**
**प्रेतभावमवापन्न स्तेन रौद्रेण कर्मणा ॥ १८ ॥**

એવી રીતે દુર્મરણને પામેલ ભયંકર કર્મ કરનાર પારાધી તે તે વનમાં પ્રેત યોનિને પામ્યો ૧૮

एवं प्रेतत्वमास्थाय तदावै स्वकृतं स्मरन् ॥
वातरूपधरो नित्यं वदत्येवं स्वमानसम् ॥ १९ ॥

એવી રીતે પ્રેતપણાને પામી વાયુનાં રૂપને ધારણ કરનાર તે પારાધી પોતાનાં ક્રુર કર્તવ્યને સંભારતો પોતાનાં મનમાં કહેવાને લાગ્યો. ૧૯

पापोऽहं पापकर्मा च पापात्मा पापसंभवः ॥
प्रेते भावमवापन्नं मामुद्धर दयानिधे ॥ २० ॥

પારાધી કહે છે, હું પાપી છું. હું પાપી યોનિમાં ઉત્પન્ન થયેલો છું. હમણાં પ્રેતપણાને પામેલ એવો હું તેનું હે દયાનિધિ ભગવાન તમે ઉધ્ધાર કરો આમ વારંવાર કહેવા લાગ્યો. ૨૦

एकदा तस्य व्याधस्य वनमध्ये पतितस्य ॥
काकोऽप्यस्थी समादाय कुंडोपरि समाययौः ॥ २१ ॥

એક દિવસ વનમાં પડેલ તે પારાધીનું એક હાડકો કાગડો પોતાની ચંચુમાં લઇ કરી રામકુંડ ઉપરથી જતો હતો. ૨૧

वर्त्मनि गच्छतस्तस्य काकोऽपरः समागतः ॥
तेनैव युध्यतस्तस्मात्पतितं चास्थि तज्जले ॥ २२ ॥

તે કાગડાને આકાશ ઉપરથી જતાં બીજો કાગડો તે હાડકો લેવાને ત્યાં આવ્યો. તે કાગડાની સાથે લઢતા પેલા કાગડાનાં મુખમાંથી હાડકું રામકુંડમાં પડી ગયું. ૨૨

तत्रास्थि पतनात्सद्यः प्रेतयोनिंच संत्यजन् ॥
पीतांबरधरश्चैव ददृशे देवताकृत्तिम् ॥ २३ ॥

તે રામકુંડમાં અસ્થીનાં પડવાથી તરત પ્રેત યોનિને મુકી પીતાંબરને ધારણુ કરનાર તે પારાધી દેવની આકૃતિ જેવો થઇ ગયો. ૨૩

विमानमागतं तस्मै स्वर्गवैभव संयुतम् ॥
तस्योपरि समारुह्य सद्यः स्वर्गं समाययौ ॥ २४ ॥

પછી તે પારાધી માટે સ્વર્ગથી વૈભવ યુકત વિમાન આવ્યું તેનાં ઉપર બેસી તરત સ્વર્ગમાં જતો હતો. ૨૪

इति हासमिमं पुण्यं भक्त्यायः शृणुतेनरः ॥
सचसिद्धि मवाप्नोति लभते मुक्तिमुतमाम् ॥ २५ ॥

જે આ પુણ્ય ઇતિહાસ જે માણુસ ભકિત વડે સાંભળે તે સીદ્ધીને મેળવે છે અને ઉત્તમ ગતિને પામે છે. ૨૫

भूतानामिह सर्वेषां दुःखाभिहत चेतसाम् ॥
गतिमन्विच्छतां पुंसां नास्तिकुंड समागतिः ॥ २६ ॥

આ સંસારમાં દુઃખ વડે હણાયા છે, ચિત્ત જેનાં એવા ગતિને ઇચ્છનાર જનોને રામકુંડ સમાન બીજી શ્રેષ્ઠ ગતિ નથી. ૨૬

रामारण्य समंतीर्थं न भूतंन भविष्यति ॥
अमरामरण मिच्छंति काकथा इतरेजनाः ॥ २७ ॥

રામારણ્ય સમાન તિર્થ નથી થયું અને નથી થવાનું. જ્યાં દેવતાઓ પણુ સ્વર્ગને તુચ્છ ગણી શ્રી રામવાડામાં જન્મ મરણુ ઇચ્છે છે. ત્યારે બીજા મૃત્યુલોકવાલાનું શું પુછવો આવો શ્રેષ્ઠ રામારણ્ય છે. ૨૭

सप्तापरान् सप्तपूर्वान् पितृंस्तेभ्यश्चयेपरे ॥
तारयन्ति नराःकुंडं दृष्ट्वा स्पृष्ट्वा वगाह्यवा ॥ २८ ॥

જે માણુસ આ રામકુંડને દ્રષ્ટિ વડે દર્શન કરે વા સ્પર્શ કરે અથવા સ્નાન કરે તો તે મનુષ્ય પોતાનાં પૂર્વજો જે સાત થઇ ગએલા અને સાત થવાનાં તેને તારે છે. આવું અતિ ઉત્તમ છે. ૨૮

तत्तीर्थे ह्यन्नकणिका भुंजंति च पीपिलिकाः ॥
तिलमात्रेण वैसध्यः कोटियज्ञ फलं लभेत् ॥ २९ ॥

તેમ આ રામારણ્યમાં માત્ર કર્ણિકા જેટલો અન્ન કીડીઓને આપે લે હોય તોપણ તરત તેને કરોડ યજ્ઞનો ફલ થાય છે ત્યારે શ્રધ્ધાથી તો બ્રાહ્મણો તથા સાધુ અતિથિઓને અન્નદાન આપેલું હોય તો શું ન થાય. અર્થાત ઘણો ઉત્તમ પુણ્ય થાય છે. ૨૯

कुंडोदकैर्यदामर्त्यो स्वपितृंस्तर्पयिष्यति ॥
तदा तज्जन्मसफलं सधन्य मिह भूतले ॥ ३० ॥

રામકુંડનાં જલ વડે જ્યારે માણુસ પોતાનાં પિતરોનું તર્પણ કરશે ત્યારે તેનું જન્મ સાફલ્યતાને પામશે ને તે પુરૂષ ધન્ય છે ૩૦

॥ भौम तीर्थानि ॥

प्रथमं तीर्थराजस्तु प्रयागाख्यः सुविश्रुतम् ॥
काशीस्तु सर्वतीर्थानां धर्मकामार्थ मोक्षदम् ॥ ३१ ॥

હુવે ભૌમ તીર્થરાજ પ્રયાગ અને ધર્મ અર્થ કામને મોક્ષ આપનાર કાશી તીર્થ. ૩૧

नमिषंच कुरुक्षेत्रं गङ्गाद्वार मवंतिका ॥
अयोध्या मथुराचैव तथा द्वारावती शुभा ॥ ३२ ॥

નેમીષારણ્ય કુરૂક્ષેત્ર ગંગા દ્વારઅવંતિકાપુરી (ઉજન) અયોધ્યાજી મથુરા દ્વારકાંપુરી. ૩૨

सिंधुः सरस्वतीचैव गंगासागर संगमः ॥
कांचीच त्र्यम्बकं चैव तथा गोदावरी शुभा ॥ ३३ ॥

સિંધુ સરસ્વતી ગંગાસાગર સંગમ કાંચી ત્રંબકેશ્વર ગોદાવરી ૩૩

कालंजर प्रभासश्च तथा बदरीकाश्रमः ॥
महालय स्तथोंकार क्षेत्रं वै पुरुषोत्तमम् ॥ ३४ ॥

કાલંજર પ્રભાસ બદરીકાશ્રમ મહાલય ઓંકારેશ્વર અને પુરૂષોતમ ક્ષેત્ર. ૩૪

गोकर्णो भ्रगुकच्छश्च भृगुतुङ्गश्च पुष्करः ॥
एवमादिनी तिर्थानि वसुधायां तु संतिवै ॥ ३५ ॥

ગોકર્ણ ભૃગુ તુંગ પુષ્કરરાજ એ આદી તીર્થો પૃથ્વી ઉપર છે. ૩૫

एतानि मुक्तिदान्येव नात्रकार्या विचारणा ॥
भौमानामपि तीर्थानां पुण्यत्ये कारणंश्रृणु ॥ ३६ ॥

એઓ મુક્તિને દેનારા છે તેમાં શંસય નહિ હવે ભૌમ તીર્થમાં મુખ્ય પુણ્યનું કારણ છે સાંભળ. ૩૬

॥ मानस तीर्थानि ॥

सत्यं तीर्थं क्षमातीर्थं तीर्थमिन्द्रिय निग्रहः ॥
सर्वभुत दयातीर्थं सर्वत्रार्जव मेवच ॥ ३७ ॥

હવે માનસ તીર્થ કહે છે. સત્ય બોલવું ક્ષમા રાખવી. ઈંદ્રિઓને નિયમમાં રાખવું. સર્વ ભૂત પ્રાણી ઉપર દયા અને ગંભીરપણું રાખવું. ૩૭

दानतीर्थो दमस्तीर्थः संतोष स्तीर्थमुच्यते ॥
ब्रह्मचर्यं परं तीर्थं तीर्थंच प्रियवादिता ॥ ३८ ॥

દાન કરવું, સંતોષ રાખવું, શરીરને દમવું, બ્રહ્મચર્ય પાળવું, પ્રીય બોલવું. ૩૮

ज्ञानं तीर्थं धृति स्तीर्थं पुण्यं तीर्थ मुदाहृतम् ॥
अतीर्थानामपितीर्थं विशुद्धिर्मनसः परा ॥ ३९ ॥

જ્ઞાન તેમ ધારણા શકિત રાખવી. એ બધા પુણ્યકારી તીર્થ કહેલા છે. મનની જે શુધ્ધી તે પરમ તીર્થ છે. ૩૯

चित्तमनार्गतं दुष्टं तीर्थ स्नानान्न शुध्यति ॥
शतशोऽथ जलैर्धौतं सुराभांड मिवाशुचिः ॥ ४० ॥

અંતઃકરણની વૃત્તિ મલી ન હોય તો કેવળ સ્નાથથી શુધ્ધિ થતી નથી. બહારનો મેલ ધોવાથી અંદરની શુધ્ધિ થતી નથી, જેમ મદીરાનો પાત્ર જલથી સેંકડો વખત ધોવાથી પણ શુધ્ધ થતો નથી. ૪૦

न शरीर मलत्यागोन्नरो भवति निर्मलः ॥
मानसेतु मलेत्यक्ते भवत्यत्यन्त निर्मलः ॥ ४१ ॥

તેમ કેવળ શરીર ધોવાથી શુધ્ધિ નથી પરંતુ માનસિક મેલ ધોવાથીજ શુધ્ધિ થાય છે. ૪૧

॥ शारीर तीर्थानि ॥

यस्य हस्तौच पादौच मनश्चैव सुसंयुतम् ॥
विद्यातपश्च कीर्तिश्च सतीर्थफल मश्नुते ॥ ४२ ॥

હવે શરીર તીર્થ કહે છે. જેણે હાથ પગ મન નીયમમાં રાખેલા

છે અને વિદ્યા તપ કીર્તિ નિયમમાં રાખેલા છે તેજ તીર્થનાં ફલને પામે છે. ૪૨

अदांभिको निरारंभो लघ्वाहारो जितेन्द्रियः ॥
विमुक्तः सर्वपापैर्यः सतीर्थफल मश्नुते ॥ ४३ ॥

જે પાખંડ રહિત છે જે કોઇનો આશ્રય થઇ રહેતો નથી ને સુક્ષ્મ આહાર કરનાર અને જે જીતેંદ્રિય છે, સર્વ પાપ રહિત છે તેજ તીર્થનાં ફલને પામે છે. ૪૩

अक्रोधनोऽमलमतिः सत्यवादी दृढव्रतः ॥
आत्मोपमश्च भूतेषु सतीर्थ फलमश्नुते ॥ ४४ ॥

જે ક્રોધ રહિત છે, શુદ્ધ મતિવાળો છે, જે સત્યવાદી છે સત્ય વ્રતવાળો છે. સર્વેને સમાન દ્રષ્ટિથી જુવે છે તેજ તીર્થનાં ફલને પામે છે. ૪૪

भगवद् ध्यानसंयुक्तो ज्ञान वैराग्य संयुतः ॥
यत्रैव वसते धीमान् तत्तीर्थ योजनत्रयम् ॥ ४५ ॥

જે મહાત્મા ભગવત ધ્યાન પરાયણ છે અને જ્ઞાન વૈરાગ્યથી યુકત છે એવા મહાત્મા બુધ્ધિમાન જે સ્થલમાં નિવાસ કરતાં હોય તે સ્થલ ત્રણ યોજન (બારકોશ) સુધી તીર્થ માનવું. ૪૫

प्रथमं मानसे स्नातः पश्चात् भौमेषु नित्यशः ॥
सांगं फलमवाप्नोति कविभिः परिकीर्तितम् ॥ ४६ ॥

પ્રથમ ઉપર કહેલ શારીરીક તીર્થવાળા ધર્મયુકત થઇ પહેલા માનસ તીર્થમાં નહાઇ પછી ભૌમ તીર્થ એટલે પુસ્કરરાજને આદે લઇ તીર્થોમાં નહાય તેજ સંપૂર્ણ ફલને પામે છે. ૪૬

तस्मात्तथैव त्वमपि विशुद्धेनांतरात्मना ॥
यात्रां कुरुविधानेन यात्रावै कथिता मया ॥ ४७ ॥

ગુરૂ કહે છે હે શિષ્ય ? માટે તું પણ એવીજ રીતે શુધ્ધ અંતઃકરણથી યાત્રા કર અને તને મેં યાત્રાનું વિધાન કહી સંભળાવ્યું. ૪૭

इदं महात्म्यमतुलं यः पठेत्प्रयतो नरः ॥
श्रुणुयाच्छ्रावयेद्वापि सयाति परमांगतिम् ॥ ४८ ॥

આ માહાત્મ્ય જે પઠન કરે અને શ્રવણ કરે અથવા બીજાને સંભળાવે તે પરંગતિને પામે છે. ૪૮

**એ પ્રમાણે ઇતિહાસ સમુચ્ચયમાં રામવાડાનાં મહાત્મમાં ગુરૂ શિષ્યનાં સંવાદવાલો ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો.**

इति श्री इतिहास समुच्चये रामारण्य महात्म्ये गुरुशिष्य
संवादे तृतीयो ऽध्यायः संपूर्णम् ॥ ३ ॥

## ॥ इति तृतीयोऽध्यायः संपूर्णम् ॥ ३ ॥

इति रामारण्य माहात्म्य संपूर्णम् ॥

ॐ शांतिः ॥ १   शांतिः १   शांतिः १



शांतोदान दयादमादि सहितो रामाश्रमस्याधिपो
श्रीरामानु संप्रदायमतगः सन्मार्ग संस्थापकः ॥
श्रीमद्रामपदारविंद मधुपः श्रीरामरत्नाभिधः ॥
तेनेदं मियतिकृतं शुभतरं विद्वत्सकासादीदम् ॥ १ ॥

જે શાંત અને દયાદી યુકત છે અને શ્રી રામારણ્યનાં અધ્યક્ષ છે અને શ્રી રામનુંજ સંપ્રદાય મતનાં અનુયાયી છે અને સન્માર્ગ સ્થાપન કરવાવાળા છે અને શ્રી રામ પ્રભુનાં ચરણુ કમલમાં મધુ કેતાં ભમરાની માફક રહેવાવાળા છે. શ્રી રામરતનદાસજી એવું જેનું પવિત્ર નામ છે તેણે આ શુભ મહાત્મ વિદ્વાનો પાસેથી શોધાવી નિશ્ચૈ કરાવ્યું છે.

## अथ तीर्थ स्नान विधिः

તીર્થમાં ગએલા માણસોયે તીર્થ સ્નાન તો અશ્ય કરવું જોઇએ અને તીર્થ સ્નાન નહિ કરીએ તો તીર્થનું ફલ કાંઇપણ મલતું નથી માટે તીર્થ જાત્રાએ જવા વાલા મનુષ્યે જરૂર તીર્થ સ્નાન કરવું.

## हेमाद्रि प्रयोगः

આ હેમાન્દ્રિ પ્રયોગઃ કે આરે શ્રવણુ કરવું : આરે કોઇ મોટા યજ્ઞનું આરંભ કરવો હોય ત્યારે મોટી કોઇ તીર્થ યાત્રા કરવી હોય તેના આરંભમાં જ્યારે કોઇ મહાપાતકી થવાનું પ્રસંગ આવી ગયો હોય, શાસ્ત્ર અવિહિત પ્રસંગ આવી ગયો હોય, નહિ ખાવાનું હોય તે ખવાઇ ગયું હોય, નહિ પીવાનું હોય તે પીવાઇ ગયો હોય મ્લેછ દેશમાં રહેવાનું થયો હોય, બીજી વખત જનોઇ પહેરવાનું પ્રસંગ બન્યો હોય, પોતાનાથી કાંઇ દુરાચરણમાં પડી જવાયું

હોય ત્યારે, કોઇ મોટી માંદગી ભોગવાઇ હોય ત્યારે અથવા તો પ્રાયશ્ચિત્ત ક્રિયાનું આરંભ કરવો હોય તે આરે આવા પ્રસંગોમાં પ્રથમ હેમાદ્રિ શ્રવણ કરવાની અગત્ય ધર્મશાસ્ત્ર ગ્રંથોમાં બતાવવામાં આવી છે પણ સામાન્ય કાર્યોમાં હેમાદ્રિ શ્રવણની કાંઇપણ આવશ્યકતા નથી પણ ઉપર બતાવેલા પ્રસંગોમાં તો હેમાદ્રિ શ્રવણ જરૂરજ કરવાનું તેમાં પણ બતાવેલા વિશેષ કાર્યોમાંથી કોઇ પણ જો કાર્ય નહિ હોય તો સામાન્ય તીર્થ સ્નાનનું સંકલ્પ કરવું તે સારૂં અને જો પોતાને તીર્થ શ્રાધ્ધ કરવું હોય તો પ્રથમ હેમાદ્રિ શ્રવણ કરી અને દશવિધિઃ સ્નાન કરીને ત્યારપછી તીર્થ શ્રાધ્ધનું આરંભ કરવું તે ગુણ સારૂં કેવાય જો સામાન્ય તીર્થ સ્નાન કરવું હોય તો પણ દશવિધિ: સ્નાન તો અવશ્ય કરવું જોઇએ તેની વિધિ નીચે પ્રમાણે છે.

પ્રથમ નવો વસ્ત્ર પહેરી પોતાના હાથમાં શ્રીફલદરભ-તુલસી તીલ જવ અક્ષત અને જલ રાખવું અને સંકલ્પ કરવું ॥ अत्राद्य शुभकारक अमुकसासे अमुकपत्तें अमुकतीथौ अमुकवासरे यथा-वर्त्तमान नक्षत्रयोगकर्ण लग्न मूहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभ पुण्यतिथौ ममः आत्मनः श्रुतिः स्मृतिः पुराणोक्त फलप्राप्तर्थं एतत्काल पर्यन्तं जन्मप्रभृति बालयौवनवार्धक्येषु रहसिप्रकाशेवा ज्ञाता ज्ञात कृतं मनोवाक्काय कर्मभिराजन्म मम समस्त पापक्षयार्थं आधिदैविक आधिभौतिक आध्यात्मिक त्रिविध तापोपशमनार्थं तथा च ममस्वदेहशुद्धिर्वक अस्मितीर्थेदशविधिस्नानमहं करिप्ये ॥

પોતાના હાથમાં શ્રીફલ વગેરે જે હોય તે જલ સહિત ભૂમિ ઉપર રાખી દેવા તે આર પછી વિભૂતિ મૃત્તિકા-ગોમૂત્ર છાણ દુધ દઇ ગીરત ગાયના પગની ધૂળ, ચોખા, જવ, તીલ, સોપારી સર્વૌ-ષધિ દરભ ગંગા જલ (તીર્થનું જલ) દક્ષિણા (સુવર્ણ) આ બધી ચીજો લઇને દશવિધિ સ્નાન કરવું. ॥

आचमनकुर्यात् ॐ केशवायनमः नाराणायनमः ॐ माधवायनमः हस्तप्रमालनम् ॐ गोविंदायनम् ॐ नमोभगवते वासुदेवाय इतिप्राणायामंकुर्यात्.

### भस्मस्नानम्

તે પછી જમણા હાથથી ડાબા હાથમાં ભસ્મ-વિભૂતિ લઇ તેમાં પાણી નાખી બે હાથે મસળી સૂર્યનારાયણ સામા બે હાથ ધરી નીચેના મંત્ર ભણતાં તે વિભૂતિ શરીરે લગાડવી આવી રીતે બધા દશવિધિ સ્નાનોમાં કરવું.

यथाग्निर्दहतेभस्म ॥ तृणकाष्टादिसंचयम् ॥
तथामेदह्यतांपापं ॥ कुरुभस्मशुचेशुचिम् ॥ १ ॥

### मृत्तिकास्नानम्

अश्वक्रान्तेरथक्रान्ते ॥ विष्णुक्रान्तेवसुन्धरे ॥
उद्धृतासिवराहेण ॥ कृष्णेनशत बाहुना ॥
मृत्तिकेहरमेपापं ॥ यन्मयादुष्कृतंकृतं ॥
मृत्तिकेब्रह्मदत्तासि ॥ काश्यपेनाभिमंन्त्रिमा ॥
मृत्तिकेदेहिमेपुष्टिं ॥ त्वयिसर्वंप्रतिषितम् ॥

### गोमयस्नानम्

अग्रमग्रचरंतीनां । मौषधीनांवनेवने ॥
तासामृषभपत्नीनां ॥ पवित्रंकायशोधनम् ॥
यन्मेरोगांश्चशोकांश्च । पापंमेहरगोमय ॥
गोमयेवसतिलक्ष्मीः । पवित्रासर्वमंगला ॥
स्नानार्थंसंस्कृतादेवी । पापंमेहरगोमय ॥

### गौमूत्र स्नानम्

गोमूत्रंगोमयंक्षीरं । दधिसर्पिसमन्वितम् ॥
सर्वपापविशुद्धयर्थं । पञ्चगव्यंपुनातुमाम् ॥

गोरजस्नानम्

गवांक्षुरेणनिर्धूतं । यद्रेणुगगनेगतम् ॥
शिरसातेनसंलेपे ॥ माहापातकनासनम् ॥

॥ धान्यस्नानम् ॥

धान्योंषधिमनुष्याणां । जीकनं परमं स्मृतम् ॥
तेनस्नानेनदेवेश । ममपापंव्यपोहतु ॥

॥ फलस्नानम् ॥

वनस्पतिरसोदिव्य । फलपुष्पवृतःसदा ॥
तेनस्नानेनमेदेव ॥ फललब्धमनंतकम् ॥

॥ सर्वौषधिस्नानम् ॥

औषध्यःसर्ववृक्षाणां । तृणगुल्मलतास्तुयाः ॥
दूर्वासर्षपसंयुक्ताः । सर्वौषध्यपुनातुमाम् ॥

॥ कुशोदकस्नानम् ॥

कुशमूलेस्थितोब्रह्मा । कुशमध्येजनार्दन ॥
कुशाग्रेशंकरोदेवः । तेननश्यतुपातकम ॥

॥ हिरण्यस्नानमृम् ॥

हिरण्यगर्भगर्भस्थं । हेमबींजंविभावसोः ॥
अनंतपुण्यफलद ॥ मत्तःशांतींप्रयच्छमे ॥

॥ गंगोदकस्नानन् ॥

विष्णुपादाग्रसंभूते ॥ गंगेत्रिपथगामिनि ॥
धर्मद्रवेतिविख्याते ॥ पापंमेहरजाह्नवि ॥

## इति तीर्थ स्नानविधिः

ત્યાર પછી તીર્થમાં સ્નાન કરીને નવી જનોઈ પેહેરી અને તીર્થશ્રાધ્ધ કાર્ય કરવું ।। તીર્થશ્રાધ્ધ કરવો હોય તો તે આવા તીર્થ ગોર પાસેથી કરાવું. આ તીર્થવીધી અમારા તરફથી છપાવી છે.

કાનજી સુરજી.

॥ ॐ ॥

હરદ્વારના

## જાત્રાળુ ભાઈઓને

# વિનંતી.

જાત્રા કરવા જનારા ભાઈઓને રહેવાનું શ્રીગંગાજીના કીનારાપાસે સ્વચ્છ અને શાન્તિ ભરેલી પુરતી સગવડતાવાળી સ્ટેશનથી ફકત પાંચ મીનીટનો રસ્તો છે.

ફકત આપણા દેશી ભાઇઓને વાસ્તેઃ—

## ગુજરાતી ધર્મશાળા હરીદ્વાર (સિધ્ધાશ્રમ)

તેમજ જાત્રાળુઓ પાસેથી કસુ ભાડું લેવામાં આવતું નથી.

અગાઉથી ખબર આપવાથી સ્ટેશનેપણ

બંદોબસ્ત કરવામાં આવશે.



ઠેકાણુંઃ—
સ્ટેશનને સામે, શ્રવણુનાથ રોડ થઇ,
ભાટીઆ ભવન પાસે, ગણેશઘાટ,
હરીદ્વાર યુ. પી.

મેનેજર,

ભકત કરસનદાસ જોશી.

# જાહેર ખબર.

અમારા માનવંતા ગ્રાહકોને સુચના આપવામાં આવે છે
અમારે ત્યાં ફેન્સી લગ્નના કાર્ડ કંકોત્રીઓ તથા હીંદી, ગુજરાતી
મરાઠી, સંસ્કૃત, વગેરે પુસ્તકો છાપી આપવાનું કામ
ઘણીજ સસ્તી કીંમતે કરી આપવામાં આવે છે માટે
એક વખત પધારી ખાત્રી કરો એટલે તમારા
છાપવાના કામમાં તમો હંમેશના
અમારા કાયમી ગ્રાહક બનશો
એવી આશા છે.



## ભગવતી પ્રીન્ટીંગ પ્રેસ.

 ૩૧૮૨૨



દાણાબંદર, ભરૂચ સ્ટ્રી.
મુંબઇ નં. ૯.

આ પુસ્તક જોશી વેલજી મુલજી, ભગવતી પ્રી. પ્રેસના મેનેજરે દાણાબંદર ભરૂચ સ્ટ્રીટમાં છાપ્યું. અને વડગાદી દરજીવાળા માળામાંથી પંડિત કાનજી સુરજી એ પ્રગટ કર્યું.